₹55*/ 1L

# અમૂલ ગોલ્ડ

**500mL: ₹ 28***

*એમઆરપી (બધાં કરવેરા સહિત), ટ્રાન્સપોર્ટેશન અને કૂલિંગ ચાર્જિસ સામેલ છે. શરતો લાગુ. પૂછપરછ/ઉપલબ્ધતા માટે કૃપા કરી સંપર્ક કરો: વેસ્ટર્ન: 8657459260, સેન્ટ્રલ: 9324513052, થાણે: 7045841018, નાશિક: 9028161181

# અનહદ બાની

□ સુભાષ ભટ્ટ

**વિ**શ્વની બધી જ ભાષાઓ અને વિચારો એક પ્રસ્તાવના છે, અપ્રગટને પ્રગટ કરવાની મથામણ છે. દરેક પ્રકાશિત શબ્દ કે વિચાર પાછળ કશુંક સંતાયેલ અને ઢંકાયેલ રહે છે. આવા સૂક્ષ્મ અર્થોમાં શબ્દો પોષણ નથી, વાસણ છે. તેને પોષણ બનાવવા દરેક શબ્દને જીવનમાં દીક્ષિત કરવો પડે.

ફારસી ભાષા-સાહિત્યના પ્રારંભનાં રહસ્યવાદી કાવ્યોનો કવિ હાકિમ સનાઈ (ઈ. સ. ૮૦૪૦-૮૮૩૮) તેના વિશ્વખ્યાત 'હદિકાત અલ હકીકાત' માટે વંદનીય છે. તેણે આજીવન કાવ્યો લખ્યાં અને શબ્દ-સાધના કરી. તેના મૃત્યુની પળે તેની આસપાસ અનેક સાધકો-સર્જકો બેઠેલા. ક્ષીણ થતા અવાજે તે સૌને સંબોધીને આમ બોલે છે.

'મેં અત્યાર સુધી જે ઉચ્ચાર્યું અને લખ્યું તેનાથી હું દૂર જઈ રહ્યો છું. બોલવામાં કશો અર્થ નથી અને અર્થપૂર્ણ છે તે કશું બોલી શકાય તેમ નથી. અંતરતમ જીવન તો અનિર્વચનીય છે. મારું જાણવું ત્યાં લગી આવી પહોંચ્યું છે કે હું કશું જાણતો નથી. મને એ સમજાઈ ગયું છે કે હું જે કાંઈ બોલ્યો અને લખ્યું, આરંભથી અંત સુધી, એમાં કશું જ નથી.'

જીવન-સાધનામાં શબ્દોની નિરર્થકતા સમજાય તે પળ અત્યંત સાર્થક હોય છે. શબ્દ-વિચારની યાત્રાઓ તીર્થયાત્રાઓ છે, તે અવિરત હોય છે. તેમાં અલ્પવિરામ, અર્ધવિરામ હોય છે. પૂર્ણ વિરામ નથી હોતો. મનને કશું અધૂરું ગમતું નથી. તેને ક્યાંક પહોંચી જવું હોય છે. જ્યારે દશ્યને માત્ર ચાલ્યા કરવું હોય છે, પળે-પળે નવાં તીર્થો આત્મસાત્ કરવાં હોય છે.

'અનહદ બાની' જુલાઈ-૨૦૧૧માં આરંભેલું - આજે દસ વરસ પૂર્ણ થયાં. પ્રગટ-અપ્રગટનાં સત્ય-સૌંદર્યને વંદન!

□□□

૧૧૯

**आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।**

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર
વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

**જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક**

**વર્ષ : ૪૨ અંકઃ ૩, જુલાઈ ૨૦૨૧**

**સંસ્થાપકો :**
**કનૈયાલાલ મુનશી**
**શ્રીગોપાલ નેવટિયા**
**સમર્પણ : સ્થા. ૧૯૫૯**
**નવનીત : સ્થા. ૧૯૬૨**

સંપાદકઃ
**દીપક દોશી**

વરિષ્ઠ ઉપ-સંપાદક
**અનસૂયા સિંધાત્રા**

**પૃષ્ઠસજ્જા : યોગેશ પટેલ**

**પ્રકાશક :**
**પી. વી. શંકરનકુટ્ટી**

**કાર્યાલય :** ભારતીય વિદ્યા ભવન,
કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.

E-mail : deepsamarpan9@gmail.com
website : www.bhavans.info

**રવાનગી વિભાગ :**
૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

**આવરણ :** નેવિલ ઝવેરી


લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.

## ॥ શબ્દમૂળની શોધ ॥

# કળશી

### ☐ હેમન્ત દવે

**આ** સ્તંભમાં મે અને જૂન ૨૦૧૮ના અંકોમાં અનુક્રમે વજન માટે પ્રયોજાતા 'ખાંડી' અને 'મુડો' શબ્દોની વ્યુત્પત્તિ વિશે ચર્ચા કરી હતી. આવો જ એક શબ્દ 'કળશી' છે. *ભગવદ્ગોમંડલ*માં 'વીસ મણનું વજન' વિકલ્પે 'સોળ મણનું અનાજ' એમ અર્થ આપ્યા છે. ત્યાં એ ૮૦, ૪૮, અને ૧૪૪ એમ ત્રણ માપની હોવાની ગણાવી છે તે અસ્પષ્ટ રહે છે. *સાર્થ જોડણીકોશ*માં 'સોળ (કાચા) મણનું માપ' અને 'બહોળું, મોટું' એવા અર્થ આપ્યા છે. આ બીજા અર્થમાં કોશ 'કાઠિયાવાડી' એમ નિર્દેશ આપે છે પણ ચરોતરીમાં પણ 'ખૂબ, પુષ્કળ, ઘણું' એવા અર્થમાં આ શબ્દ પ્રયોજાય જ છે. બન્નેમાંથી એકે કોશમાં કે (કે॰ કા॰ શાસ્ત્રીના *બૃ॰ ગુ॰ કોશ*માં પણ) આ શબ્દની વ્યુત્પત્તિ સૂચવી નથી.

સંસ્કૃતમાં कुसुल શબ્દ છે જેનો અર્થ 'કોઠાર, અનાજ ભરવાની મોટી માટીની કોઠી' (એક સંદર્ભ પ્રમાણે ત્રણ વર્ષ ચાલે તેટલું અનાજ) થાય છે (સર॰ ટર્નર ૩૩૭૯). વાયવ્ય સરહદની ભાષાઓમાં પશાઈમાં 'દાણા માટેની કોઠી' માટે 'કુસલી' અને શુમાશ્તીમાં 'કુસેલી' શબ્દ છે,[૧] જે ઉપરથી ટર્નર *कुसूलिका શબ્દ કલ્પે છે. એ ઉપરથી એમ સૂચવી શકાય કે कुसूलिकाમાંથી (આદિ ઉકારના લોપ ઉપરથી, સર॰ मुकुट इत्येवमादिष्वादेरुकारस्य स्थाने अकारो भवति । વરરૂચિ, *પ્રાકૃતપ્રકાશ* ૧.૨૨) કસુલિઆ > કલુસી > (વર્ણવ્યત્યયથી અને 'લ' અને 'ળ'કારના બદલાવથી) કળુસી > કળશી ('ઉ'કારના 'અ'કાર માટે સોલુક્કિય > સોલંકી; એ સિવાય ભાયાણી *સ્ટડીઝ ઇન દેશ્ય પ્રાકૃત,* ૧૯૮૮ઃ ૫૦-૫૧). તો તાલવ્ય સ્વરને કારણે 'સ'કારનો 'શ'કાર. 'ત્રણ વર્ષ ચાલે તેટલું અનાજ' અથવા 'એવી મોટી કોઠી' એવા અર્થ ઉપરથી સમયાંતરે 'અમુક ચોક્કસ માપનું અનાજ' એવો અર્થ સંભવી શકે છે, અને એ ઉપરથી અતિદેશથી 'પુષ્કળ, બહુ' એવા અર્થ પણ. જો આ વ્યુત્પત્તિ અને ધ્વનિવ્યાપાર સ્વીકાર્ય હોય તો ગુજરાતી 'કળશી' શબ્દ સંસ્કૃત 'कुसूलिका' ઉપરથી આવ્યો એમ મનાય.

❑❑❑

---

[૧] સર॰ Thomas Burrow. 1976. Sanskrit words having dental -S- after *i, u,* and *r.* In Anna Morpurgo Davies and Wolfgang Meid (ed.), *Studies in Greek, Italic and Indo-European Linguistics* offered to Leonard R. Palmer on the Occasion of His Seventieth Birthday, June 5, 1976, pp. 33-41. અહીં, પૃ॰ ૩૭.

# જાગૃતિ

☐ મકરન્દ દવે

**આ**જે આપણે પ્રભાતગોષ્ઠિમાં જાગૃતિની વાત કરીએ. આપણે નિદ્રામાંથી જાગૃત થઈને આવ્યા છીએ તો જાગૃતિ શું છે? તેના વિશે જરા સહચિંતન કરીએ. આપણે જાગૃત થયાં, હરતાં-ફરતાં થયાં, જોવા માંડ્યાં, સાંભળવા માંડ્યાં પણ આપણે ખરેખર જાગૃત થયાં છીએ? નિદ્રા કરતાં જુદી અવસ્થામાં છીએ? એક પ્રશ્ન એવો થાય કે આપણી જાગૃતિ સાચી જાગૃતિ છે? અને જાગૃતિ છે તો કેટલા અંશે જાગૃતિ છે? જાગૃત માણસનું પહેલું લક્ષણ એ કે એની ગતિ એના પોતાના કાબૂમાં હોય. એની સ્થિતિ એને પોતાને વશ હોય. સ્વપ્નમાં તો આપણે ખેંચાઈને જઈએ છીએ, તણાઈને જઈએ છીએ. પણ જાગૃતિમાં તો આપણે દિશા નક્કી કરીએ છીએ, આપણે ગતિ નક્કી કરીએ છીએ. આપણે યોજના ઘડીએ છીએ અને કાર્ય કરીએ છીએ એ બરાબર

છે. એ જાગૃતિનાં લક્ષણો થયાં. આપણે એ કેટલા અંશે કરી શકીએ છીએ? જો આપણે આપણાં વર્તનમાં, વિચારમાં કે વાણીમાં પૂર્ણપણે જાગૃત હોઈએ તો આપણો કાબૂ હોય. એ છે? જોઈએ છીએ કે આપણે ભૂલ કરીએ છીએ અને ભૂલી જઈએ છીએ.

જાગૃતિમાં પણ પૂર્ણ જાગૃતિ એ એવી અવસ્થા છે કે માણસ સંપૂર્ણપણે પોતાના વિચારને સમજી શકે, વાણીને જાણી શકે, વર્તનને પ્રમાણી શકે એમ જ્ઞાની પુરુષો કહે છે. તેમણે એવી સ્થિતિનો અનુભવ કર્યો છે. આપણને પૂર્ણ જાગૃતિ કેમ નથી? તેનું કારણ શું? તો આપણી સામે વિષ્ણુના શયનનું પૌરાણિક ચિત્ર રજૂ કરવામાં આવ્યું છે. અનંત શેષનાગ પર ક્ષીરસાગરમાં વિષ્ણુ શયન કરે છે. એ આપણું સ્વરૂપ છે પણ જાગૃતિ નથી કારણ કે આપણે વિષ્ણુતત્ત્વને ભૂલી ગયા છીએ, અનંતને ભૂલી ગયા છીએ અને ક્ષીરસાગરને ભૂલી ગયા છીએ. આ રૂપક તરીકે છે. પૌરાણિકોએ જે ક્ષીરસાગર કહ્યો તે સામાન્ય સાગર નથી. ક્ષીરસાગરનો વિચાર કરતાં કરતાં આપણે વિષ્ણુ શયનમાં જતા રહીએ છીએ. વિષ્ણુ કેમ સુપ્ત છે? એ સુપ્ત સુધી જો આપણે જઈશું તો જાગૃતિ આવતી જશે.

આ ચિત્ર એટલા માટે મૂક્યું છે કારણ કે આપણામાં રહેલો વિષ્ણુ સૂતો છે. એને સૂતેલો જોતાં જોતાં આપણે વિષ્ણુમય થતાં જઈશું એટલે એટલી વિષ્ણુતત્ત્વની જાગૃતિ થશે. આપણામાં અનંત સૂતેલો છે. અને આપણે ક્ષીરસાગરમાં નથી પણ સામાન્ય સાગર જોઈએ છીએ. આપણે તો ક્ષીરસાગર જોયો પણ નથી. ક્ષીર ક્યા અર્થમાં વપરાય છે? નીરની સાથે ક્ષીર વપરાય છે. જે નીર નથી તે ક્ષીર છે. હંસમાં એવી શક્તિ છે કે તે નીરને જુદું કરીને દૂધ પીવે છે. એ એક કથા છે. પણ એ કથા દ્વારા આપણને શું ઇંગિત કરે છે? આપણા ચેતનની એવી સ્થિતિ હોય કે જેમાં વિવેકથી તે સાર-તત્ત્વ શુદ્ધરૂપે ગ્રહણ કરે અને અસાર તત્ત્વને તે ફેંકી દે છે.

પહેલાં તો આપણે ક્ષીર સાથે પ્રવેશ કરીએ અને હંસ-દૃષ્ટિ પ્રાપ્ત કરીએ તો ક્ષીરસાગર જોઈ શકીએ. અને આપણે વિવેક દ્વારા તત્ત્વને ગ્રહણ કરી શકીએ, સત્યને ગ્રહણ કરી શકીએ. પણ આપણે તો નકામું છે તે રાખીએ છીએ એટલે આપણી જાગૃતિ નથી. આપણે મનની ટોપલીમાં દુર્ગંધ મારતો, કોહવાટવાળો કચરો સાચવ્યો છે, એટલે આપણે જાગૃત ન થયા. આપણી બાહ્ય જાગૃતિ થઈ પણ અંતરના કમરામાં જાગૃતિ ન થઈ. બાહ્યપ્રજ્ઞા જાગૃત થઈ પણ અંતરપ્રજ્ઞા જાગૃત ન થઈ. તેને જાગૃતિ કહેવાય? એ તો ખંડિત જાગૃતિ થઈ. જો ક્ષીરસાગરમાં પ્રવેશીએ તો નકામી વસ્તુને ગ્રહણ ન કરતાં કલ્યાણકર્તા, હિતકર્તા, સારી અને સાચી વસ્તુને ગ્રહણ કરીએ છીએ. એમાં

વિષ્ણુતત્ત્વ પડેલું છે.

અનંતને શેષ પણ કહે છે. શેષ એટલે જે શક્તિ ઉપયોગમાં નથી લીધી તે. રોજ જાગીએ છીએ અને નિદ્રામાં જઈએ છીએ. આમ એક ચક્ર ચાલુ છે. પણ ચક્ર દ્વારા આપણામાં જે શક્તિ પડી છે તેનો ઉપયોગ કરતા નથી. આપણી અંદર શક્તિ સુપ્ત પડેલ, નિહિત રહેલી છે તેને જાણતા પણ નથી. એ શક્તિ જાગૃત થાય તો આપણા વિષ્ણુતત્ત્વનો ખ્યાલ આવે. એ તો હજી સુપ્ત જ છે. વિરાટતત્ત્વ સુપ્ત જ પડ્યું છે. ત્યાં કોઈ મનુષ્યની આકૃતિ ન લઈએ કે સાપની આકૃતિ ન લઈએ કારણ કે આ તો ચૈતન્યનો વિરાટ પથારો છે. અને તેના એક ભાગરૂપે આપણે છીએ. જેમ આપણા શરીરના દરેક જીવકોષ સાથે આપણે જોડાયેલા છીએ એમ આપણે પણ ચેતનનો એક કોષ જ છીએ. વિરાટ ચૈતન્યનો એક બુદબુદો છીએ, કે સ્ફુલિંગ છીએ.

વિષ્ણુતત્ત્વમાં પહેલો પ્રવેશ થાય ત્યારે વિવેક શક્તિ, સત્ય-અસત્યનો વિવેક, આત્મસૂજ પ્રાપ્ત થાય છે અને એ પ્રાપ્ત થતાં આપણને શેષ શક્તિનો ખ્યાલ આવે છે. અને ત્યારે થાય છે કે, "ઓહો, મારામાં તો ઘણું બધું પડ્યું છે એને હજી ઉપયોગમાં જ નથી લીધું, એની ઝાંખી પણ નથી થઈ." શેષ શક્તિનો જ્યારે ઉપયોગ કરીએ છીએ અથવા તેનું દર્શન કરીએ છીએ ત્યારે આપણા મનમાં પોતાના મર્ત્ય, મર્યાદિત, ક્ષણભંગુર શરીર વિશે જે ખ્યાલ હોય છે તે ચૂર્ણ-વિચૂર્ણ થવા માંડે છે, એ તૂટવા માંડે છે. આપણું તૂટવું તે આપણા વિષ્ણુતત્ત્વની જાગૃતિ છે.

આપણામાં રહેલું સુપ્ત ચૈતન્ય જાગૃત કેમ થાય એ જાણીએ, જીવીએ, અનુભવીએ તેમાં મને વધુ રસ છે. આપણામાં જે સુપ્ત શક્તિ, શેષ શક્તિ પડી છે તેને જાગૃત કરવાનું મુખ્ય સાધન ધ્યાન છે. ધ્યાનમાં જ્યારે પ્રવેશ થાય છે ત્યારે એક શાંત ગૃહમાં પ્રવેશ કરીએ છીએ, પ્રશાંતિમાં પ્રવેશ કરીએ છીએ. તે પછી વૃત્તિઓ દ્વારા, વિચારો દ્વારા, વર્તન દ્વારા જે તણાઈ જતાં હતાં તે મંદ પડી જાય છે. આપણા કોલાહલને લીધે જે અંતરનો સૂર સંભળાતો નહોતો તે સૂરનું કોલાહલ શાંત થતાં અનુસંધાન થઈ શકે છે. એમ કહેવાય છે કે સોક્રેટીસ લડાઈમાં જતો ત્યારે પણ ધ્યાનમગ્ન થઈ શકતો. શ્રીમદ્ રાજચંદ્રને આત્મધ્યાની રાજચંદ્ર કહેતા.

સામાન્ય અવસ્થામાં કહીએ છીએ કે, 'મારું ધ્યાન નહોતું, મારું ધ્યાન ન રહ્યું.' એ ધ્યાન બાહ્ય જગતનું ધ્યાન છે જે ઇન્દ્રિયો પૂરતું ધ્યાન છે. પણ ઇન્દ્રિયોને જે પ્રેરે છે એના પ્રતિ ધ્યાન ગયું? અંતરમાં ધ્યાન ગયું? એ ધ્યાન દ્વારા તો આપણી જે નિહિત શક્તિ છે, જે શેષ શક્તિ છે એનું અનુસંધાન કરી શકીએ છીએ. અને એ શક્તિનું

જ્યારે પ્રગટીકરણ, સ્ફુરણ થાય છે ત્યારે એક વિશિષ્ટ આનંદ થાય છે, અલૌકિક આનંદ થાય છે. જે માણસ તાપમાંથી આવી એક વૃક્ષની ઘટામાં આવીને બેસે ને જે શાંતિ થાય, જેમ તરસ્યો માણસ વ્યાકુળ હોય અને શીતળ જળ મળે ને તૃપ્ત થાય, ભૂખ્યા માણસને ભોજન મળે ને તૃપ્તિ થાય એમ ધ્યાન અવસ્થામાં માણસને પ્રશાંત આનંદ પ્રાપ્ત થાય છે.

ત્યાર પછી એ પોતાને જે અહંજનિત માનતો હતો એ પોતે નથી પણ એ તેનું આવરણ હતું અથવા ખોળિયું હતું, તેણે પહેરેલું વસ્ત્ર હતું એવો અનુભવ થશે. અને જે સુપ્ત ને નિહિત શક્તિ પડી છે તેનું સ્ફુરણ થશે અને પોતે તેનું એક વાહન છે એવી અનુભૂતિ થશે અને through channel ખૂલી જાય છે. પણ એને માટે નિરંતર અભ્યાસ, સાતત્ય, લાંબા સમય સુધીની સ્થિરતા, નમ્રતાની જરૂર હોય છે. કારણ કે આપણે અનંત આવરણથી યુક્ત છીએ. આપણી ચૈતન્યની વિકસિત અવસ્થા નથી. પણ આપણી મૂઢ અવસ્થા છે, એકાગ્ર અવસ્થા થતી નથી. જ્યારે એકાગ્ર અવસ્થા થાય ત્યારે આપણે નિહિત શક્તિનું અનુસંધાન કરી શકીએ છીએ.

પૂર્ણ જાગૃતિ માટે આપણે આપણા પોતાના અંતરના ઓરડામાં પ્રવેશ કરવો જોઈએ. પછી ખૂબ આનંદ આવે છે.

આસન સે મત ડોલ - મીરાંએ કહ્યું છે.

જ્યારે એ જ વાત ગોરખ કહે છે -

તન થિર, મન થિર, વચન થિર

જો તન સ્થિર, મન સ્થિર અને વચન સ્થિર થાય તો આપણામાં બિરાજમાન રામ પ્રગટ થાય. રામ એટલે વ્યક્ત ચૈતન્ય. રામનો આપણામાં નિવાસ થાય.

*પ્રાતઃપ્રાર્થના પછી મકરન્દભાઈ જે વાત કરતા હતા તેમાંથી.

સં. મીનુ ભટ્ટ

પ્રેમના પ્રવાસમાં સંવાદ હોય કે વિસંવાદ, ઉલ્લાસ હોય કે વેદના, સુખ હોય કે દુ:ખ આ બધું ગૌણ છે. પાયાની વાત તો એ છે કે બંને જણાં અતૂટ એકતાનો અનુભવ કરે છે? કે એકબીજાથી દૂર ભાગવાનો પ્રયત્ન કરે છે? દંપતીનું પરસ્પર સાયુજ્ય રચાય છે? જો રચાતું હોય તે પ્રેમનું અસ્તિત્વ છે. સંબંધનું ઊંડાણ અને બન્ને પાત્રોની શક્તિ અને જીવંતતા એ પ્રેમની સાબિતી છે. બંને પાત્રો સમરસ થઈને એકબીજામાં ઓગળી ગયાં હોય તો એનું નામ પ્રેમ; અને બંને પાત્રો એકબીજાથી વિખૂટાં રહી ગયાં હોય તો ત્યાં પ્રેમનો અભાવ છે.

**- એરિક ફ્રોમ, Art of Loving માંથી, અનુ. ડો. અમૃત રાણિગા**

## બે ગીત

**☐ હરીશ મીનાશ્રુ**

ઋતુઓની જુગજૂની પગદંડી ઉપર આ પગપાળા વૃક્ષોનો સંઘ
માટીથી મેઘ લગી હાર વટેમારગુનાં પગલાંની ઊપસે સળંગ

એક એક પાંદડાંને સતરંગી છાંટ થકી
રંગ્યાં છે મેપલના ઝાડવે
પાનની વિદાય પછી ઝૂરે ઉદાસ નભ
એકાકી ડાળીઓના માંડવે

રૂપેરી હિમની તાણેલી લીટીઓની જેમ તરું તગતગતાં તંગ
ઋતુઓની જુગજૂની પગદંડી ઉપર આ પગપાળા વૃક્ષોનો સંઘ

હુલરાવે હીરકચી કેરીઓને કોયલના
સૂર અને સૂરજની આંચ
કેસરી મીઠાશ જરી ટોચતાંમાં સૂડાની
સોનેરી બની જાય ચાંચ

તડકાની ભેખડને ભેદીને રખડે છે લીમડાનાં ખરબચડાં અંગ
ઋતુઓની જુગજૂની પગદંડી ઉપર આ પગપાળા વૃક્ષોનો સંઘ

ભીને તે વાન ઢળે મેવલો ને મોરઢેલ
ભીને તે વાન વન આખું
ભીને તે વાન કહે ટાઢુંટબુકલું:
કોરું એકે ન પાંદ રાખું

શ્રાવણ વટીને પડે ભાદરવે એમ લીલા છોડવાએ મારી છલંગ
ઋતુઓની જુગજૂની પગદંડી ઉપર આ પગપાળા વૃક્ષોનો સંઘ

## તું સમજા કિ ગોરખ આયા

કિસકે અંદર કૌન સમાયા
એક થા મુરશિદ એક શાગિર્દ ઇર્દગિર્દ બૈઠી થી માયા
ભીતરથી એક નાદ સુણાયા કહો કૌન સે કૌન સવાયા
તું સમજા કિ ગોરખ આયા

સમદરનો તું જીવ મછંદર
ચેત કે અભ્ભી આ જા અંદર
તને કરું મૂરત મોતીની
છીપ કો કર દૂં પલ મેં મંદર

કિસકે અંદર કૌન સમાયા
સોઈ મુસાફિર મંઝિલ પાયા જો નહીં ચલતા દાયાંબાયાં
ફૂંક્યો જેણે કાનમાં મંતર તેરા હિ રોશન પડછાયા
તું સમજા કિ ગોરખ આયા

મુર્દેમેં ક્યું જીયે મછંદર
તું સપનું તું કાગાનિંદર
ચેત કે ભીતર થયું મળસ્કું
ખોજ કે ખુદ કો પા જોગન્દર

કિસકે અંદર કૌન સમાયા
છુ કર ખુદકો કપાસ કાયા હો ગઈ ફૌરન ઇતર કા ફાયા
અબ તો શેષ ઉજાસ મ્હેકતો હો ગયા ખુદકા પૂરા સફાયા
તું સમજા કિ ગોરખ આયા

## ગઝલ

### ☐ લિપિ ઓઝા

ક્યાંક થઈ જાય એ ભિખારીઓ!
રૂપ બદલ્યા કરે શિકારીઓ

ઘન,પ્રવાહી કે વાયુ થઈ શકતી
પક્ષપલટું ઘણી ખુમારીઓ

કૈં અછબડા સમું ન ભૂંસાયું
હોય દર્પણને પણ બીમારીઓ?

હું નિહાળ્યા કરું છું મારામાં
સામસામે રમે જુગારીઓ

વૃક્ષ ત્યાગીને પંખી આવ્યું'તું
આજ છોડી ગયું અટારીઓ

જાળવી એમ ખુદની ફળદ્રુપતા
વૃક્ષ ગળતી રહી છે ક્યારીઓ

વસ્ત્રમાંથી ત્વચા બની ગઈ છે
એમ વળગી જવાબદારીઓ

## ગીત

### ☐ નીલેશ રૂપાપરા

પીડાનું પડખું સેવું છું હું
આક્રંદોનું ધ્વનિવર્ધન કરું છું
ત્રાડોનો પ્રતિઘોષ કરું છું
ક્રાંતિને કંકોતરી પણ મોકલું છું, પણ...

મારું અવતારકાર્ય શું છે?
પર્વતનું વલોણું કરીને
ગારો ને ગોરસ કાઢવાનું?
કે અરણ્યો અને ઝરણાંના રૂપમાં નિહિત
નિર્ગુણને ચિતરવાનું?
વાદળોને કંડારીને
આકાશમાં મનોહર શિલ્પો ઘડવાનું?
કે પાતાળમાં દટાયેલાં
પ્રાચીન નગરોનું ઉત્ખનન કરવાનું?
વૃક્ષો સાથે સંવાદ સાધે
એવી ભાષા રચવાનું?
કે પ્રેતોના મૌનનો
અનુવાદ કરવાનું?

આ બધું જ કરવા જાઉં છું હું, પણ...
અગ્નિના તાપને
શબ્દોમાં બાંધું તો
હિમની ટાઢક ફસકી જાય છે
ચક્રવાતની જોડણી
સાચી કરું તો
પવનનું તત્સમ રૂપ ઊડી જાય છે
જળની તરલતા
છંદોબદ્ધ કરી લઉં તો
થળનું અછાંદસ અધૂરું રહી જાય છે.

કંઈ નહીં...
યાતનાઓ અને સૌંદર્યોની કુસુમરજ
ચોંટતી રહે ચિત્તને અને
થતું રહે પરાગનયન
એ જ તૃષ્ણા.

## ગઝલ

### ☐ અનિલ ચાવડા

આખરે તૂટી ગયા શંકાના સૌ ઉપવાસ, હાશ!
મારી શ્રદ્ધા ધીમે ધીમે લેતી થઈ ગઈ શ્વાસ, હાશ!

ભીની કેડી પર જતાં પગલાં થવાનો ભય હતો,
પણ હવે એની ઉપર ઊગી ગયું છે ઘાસ, હાશ!

સાંજના રંગોને જોવામાં હતા તલ્લીન સૌ,
કોઈ જાણી ના શક્યું કે હું હતો ઉદાસ, હાશ!

જે ક્ષણો જોવી જ ન્હોતી એ ક્ષણો સામી મળી,
એ જ વખતે વીજળી ગઈ, ના રહ્યો અજવાસ, હાશ!

આંખ વરસી તો હૃદયની ભોંય પણ ભીની થઈ,
પોચી માટીમાં હવે પાડી શકાશે ચાસ, હાશ!

## ઇચ્છા

□ રાકેશ દેસાઈ

તડકામાં ચળકતી
પાણીની સપાટી જેવી
ઇચ્છા
અડકો તો ભીની
ને જુઓ તો ઊની,
પકડો તો ડૂબતી
ને છોડો તો તરતી...
એ હંમેશની હાથવગી
આવતી જ નથી હાથ લગી.

એ ક્યારેક
ઉછાળેલો સિક્કો ઊભો પડે એમ
છૂટી ગયેલા શ્વાસોને
પવનમાં ગણવા મથે છે
ને પડછાયાને
રેતી-કપચી-સિમેન્ટથી
ચણવા મથે છે.

ક્યારેક ઇચ્છા
અંદરની જાતને
નગ્ન નહાતી જોઈ લે છે
ને પછી બાવરી બનીને
લજ્જા
સજા
ધજા
જેવાં આવરણથી
પોતાને ઢાંકવા મથે છે...

જ્યારે એ મૂળ બનીને
અંધારે માટી-પથ્થરમાં ફંફોસતી
તિરકસ ઊંડી ઊતરતી જાય છે
ત્યારે ઇચ્છાની તરસ જાહેર થાય છે.
એ ઘર-ઘર રમતાં રમતાં
માની જેમ
પ્રાગૈતિહાસિક પૃથ્વીને
તેડે છે,
ને રાતે આદિમ તાપણાં ફરતે
દેવ-દાનવની વારતા છેડે છે...

માયામાં ભટકતી
પીડામાં બટકતી
છતાંયે ટકતી
ઇચ્છા
શ્વાસ ને નિશ્વાસને
ઉપરતળે
કરે છે,
પણ એ પોતે પોતાથી જ વળે છે,
જેમ સૂરજ બળે છે
એમ ઇચ્છા આપબળે છે.

## વાવાઝોડું અને વરખડું*

### ☐ પારુલ ખખ્ખર

ઓતર દખ્ખણ વાય વાયરા... એક વરખડું ડોલે રે
ડાબે જમણે જોર આકરાં... એક વરખડું ડોલે રે

રાત હતી એ મેઘલ કાળી
પંખી ભાગ્યાં વિપદા ભાળી
તૂટી રે તકલાદી ડાળી
થાય અવાચક ઝાડ ઝાંખરાં... એમ વરખડું ડોલે રે
ડાબે જમણે જોર આકરાં... એક વરખડું ડોલે રે

વરખડાનો અલ્લાબેલી
હજાર ધારે વરસી હેલી
તોય વરખડે હામ ન મેલી
આભ-ધરાના બે જ આશરા... તોય વરખડું ડોલે રે
ડાબે જમણે જોર આકરાં... એક વરખડું ડોલે રે

વરખડાનો આતમ એક્કો
વરખડાને મૂળનો ટેકો
ચાહે કાપો, ચાહે ફેંકો
હોય ભલે ને વ્હેણ ઊફરાં... તોય વરખડું ડોલે રે
ડાબે જમણે જોર આકરાં... એક વરખડું ડોલે રે

વરખડાજી જુગજુગ જીવો
પીવો રે જીવનજળ પીવો
પ્રગટાવો શ્રદ્ધાનો દીવો
ઝગમગ થાતા કોટ-કાંગરા... જેમ વરખડું ડોલે રે
ડાબે જમણે જોર આકરાં... એક વરખડું ડોલે રે

*વરખડું = વૃક્ષ

## ગામ છોડ્યાની વાત

### ☐ બિરેન પટેલ

એક ઘર શહર ગયું'તું ખાસ લઈને,
એ પાછું આવ્યું છે લાશ લઈને.

બીજી રમત રમે એ તો જીત મળે,
પણ રમ્યો છે ખોટા તાસ લઈને.

લીલું ઘર લીલાં ખેતર તે છોડ્યાં,
ચાલ્યો સાથે સૂકા ચાસ લઈને.

દશરથ આજે પણ પીડામાં બેઠા,
ચાલ્યો સાથે એ વનવાસ લઈને.

ઘરડી મા માટી બધું મોઢે છે મને,
દેવું કર્યું છે બીજા શ્વાસ લઈને.

હવે હથિયાર હેઠાં નહીં મૂકું જા,
પાછો આવીશ નવા પ્રાસ લઈને.

## ડૉ. રશીદ મીર સ્મૃતિ વિશેષ

### □ દીપ્તિ કૌરેશ વછરાજાની 'શિવા'

ઉદય સાથે છલોછલ આછર્યું પરભાતિયાનું સત્,
મળ્યું છે 'મીર'માં ગોરજ ધણી ગોવાળિયાનું સત્.

અમે કક્કા પછીના શબ્દમાં પગભર થયા ન્હોતાં,
છતાં પણ મંચ લગ દોરી ગયું બુધવારિયા*નું સત્.

તમે લખતાં કર્યાં; લખશું, પછી સંભળાવશું કોને?
ગઝલના માંડવા હેઠે હશે અંધારિયાનું સત્.

નવા છો તો ધબકવાનો દઉં મોકો 'ધબક'માં હું,
તમે સાહેબ, બેઠા કાંપના એ સાથિયાનું સત્.

હવે ક્યાં દેહનું બંધન, અમારે હાજરી જોશે,
ખુદા જોજે હવે તું, શબ્દધારી ભેખિયાનું સત્.

'શિવા' સાચ્ચે ખબર ન્હોતી સમય પણ થાય પંચામૃત,
ગઝલ તો 'મીર' જીવ્યા 'ને ગઝલમાં કાફિયાનું સત્.

*બુધવારિયું - શ્રી રશીદ મીર સાહેબે
'બુધસભા'ને આપેલું હુલામણું નામ.

# ખજાનો

☐ ધીરુબહેન પટેલ

**તે** દિવસે ઘરમાં કંઈ અનોખો રંગ જામ્યો હતો. પાંચ વરસની કિન્નીએ રડીરડીને મોં ફુલાવી દીધું હતું. રસોડામાંથી થોડી થોડી વારે તોપના ગોળા જેવા શબ્દપ્રહાર છૂટતા હતા. માળિયામાંથી કેટલોક સામાન નીચે ઊતર્યો હતો બાકીનો ઊતરવાની પ્રતીક્ષા કરતો હતો.

કંદર્પ આ બધું જોઈને જરા વાર બારણા પાસે જ ઊભો રહી ગયો. એટલામાં ગુસ્સે ભરાયેલી વૈશાખી બહાર ધસી આવી અને કિન્નીને બાવડેથી ઝાલીને ઘસડવા લાગી.

'અરે અરે! આ શું કરે છે વિશુ?'

વૈશાખીને અવારનવાર લાડથી વિશુ કહેતા કંદર્પના અવાજમાં આજે એ સંબંધમાં આત્મીયતા ન વરતાઈ.

વૈશાખીને ગુસ્સો ચડેલો જ હતો. કંદર્પના બોલથી જાણે બળતામાં ઘી હોમાયું.

'બાપદીકરી જે ફાવે તે કરજો, હું તો આજ ને આજ વડોદરે ચાલી.'

'કેમ? કોઈ માંદું પડ્યું છે?'

'તમારે જાણીને શું કામ છે?'

'કેમ? એવુંતેવું કંઈ હોય તો ચાલ ને, તને આપણી કારમાં જ લઈ જાઉં. બે કલાકનો તો રસ્તો છે. હુંય ખબર કાઢું ને કંઈ કામકાજ હોય તો-'

'તમે તમારી આ ફટવી મૂકેલી છોકરીને સાચવોને! એ કામ ઓછું છે?'

'આમ ચિડાય છે શું, વૈશાખી? એ બિચારી હજુ કેટલી નાની છે! તે છતાં એની કંઈ ભૂલ હોય તો શાંતિથી સમજાવ - આમ એને તરછોડીને વડોદરા જતા રહેવાનું હશે?'

'તો સમજાવો તમારી લાડકીને! વરસે બે વરસેય માળિયું સાફ કરવું પડે કે નહીં?'

'હં... તેનું શું... હું મદદ કરવા લાગું? કંઈ ઉતારવા ચડાવવાનું હોય તો?'

'આ કિન્નુને છાની રાખો. બીજું કંઈ કામ નથી.'

'ઓહો! કિન્ની! આમ જો જોઈએ - બોલ, પપ્પા મોઢું ધોઈ આપે કે મમ્મી? પછી આપણે બાગમાં જઈશું અને મોટા હિંચકા ખાઈશું. કેવી મજા આવશે?'

માથું હલાવીને ના પાડતી કિન્ની બોલી, 'મારો બધ્ધો ખજાનો મમ્મીએ પેલા દાઢીવાળાને આપી દીધો, બોલો!'

'ઓહો! ચાલ આપણે બીજો લઈ આવીશું બસ? હવે હસો જોઉં!'

'પપ્પા સારા છે - મમ્મી નથી સારી!'

'કિન્ની, મમ્મી તો બધા કરતાં સારી છે.'

'તો મારો ખજાનો...'

'ચાલ ચાલ, ઊઠ જલદી, મોઢું ધોઈને નવું ફ્રોક પહેરી લે. આપણે બીજો ખજાનો લઈ આવીએ.'

'આમ ને આમ બગાડશો તમે એને.'

'કંઈ વાંધો નહીં. અમને બંનેને સુધારી લેવાવાળી તું બેઠી છે ને! અમારે શી ચિંતા?'

'તમે જાણો ને તમારી દીકરી જાણે.'

'તારી નહીં?'

'જાઓ હવે અને એને લઈને વહેલા પાછા આવજો, આજે ગરમાગરમ દાળવડાંનો પ્રોગ્રામ છે.'

'અરે વાહ! ક્યા બાત હૈ!'

કંદર્પ કિન્નીને લઈને નીકળ્યો તો ખરો પણ એના ખોવાયેલા ખજાનાનાં તો ક્યાંય દર્શન થયાં નહીં. જાતજાતનાં રમકડાં, ફ્રોક, બૂટ, ચોકલેટ ઇત્યાદિ અનેક વસ્તુઓ મોટી મોટી દુકાનોમાં લઈ જઈને બતાવવા છતાં કિન્નીનું મન મોહ્યું નહીં. આખરે કંદર્પે પૂછ્યું, 'બેટા! કેવો હતો તારો ખજાનો?'

'કહું? કોઈ કોઈ લાંબો ને બીજા બધા ગોળગોળ. સફેદ ને લીલા ને લાલ બહુ બધા... પપ્પા! પવન આવે એટલે બોલે બી ખરા! કિણ કિણ થોડું નાચે - બહુ તોફાન કરે એ બધા...'

'એવા?'

ગંભીરપણે ડોકું હલાવીને કિન્ની બોલી, 'એટલે ડબામાં પૂરી દેવાના. રમવું હોય ત્યારે જ કાઢવાના... મમ્મીએ દાઢીવાળાને આપી દીધા. કે'તીતી - લઈ જાઓ આ કચરો - ખજાનાને કંઈ કચરો કે'વાય પપ્પા?'

'ના.'

'મમ્મી તો ગાંડી છે. કે'તી'તી, 'મોટીબાનો કચરો...' બારણા પર કોણ બાંધે છે હવે?'

'ઓહો! પેલાં તોરણ?'

'હા... એ... એ... પપ્પા! તમે અપાવશોને?'

'જોઈએ.'

પછી કંદર્પ ગંભીર થઈ ગયો... એના સ્મૃતિપટ પર એની માના ધ્રૂજતા હાથ અને થાકેલી આંખો તાદશ થઈ ઊઠ્યાં. પોતે તે વખતે આ કિન્ની જેવડો જ હતો. કાચની ભૂંગળીઓ અને મણકામાંથી સર્જાતાં તોરણ દર દિવાળીએ બારણા પર લટકતાં અને લોકો વખાણતા, 'અરે વાહ! ગોદાવરીબેન, વળી પાછું નવું તોરણ? તમે તો તમે જ છો.'

મા જરાક મલકાતી અને નવા તોરણ સામે જોઈ રહેતી... સાચે જ એ ખજાનો હતો - કચરો નહોતો... વૈશાખીને ક્યાંથી સમજાય? એ રાતનો પહોર. થાકેલી આંખો ને ઘાસતેલનાં ટમટમિયાંના ઝાંખા પ્રકાશમાં શોધવા પડતા રંગરંગના મણકા ને લાંબી લાંબી ભૂંગળીઓના વિસ્તારમાં બેઠેલાં મા દીકરાનું આગવું સ્નેહબંધન?

થાકેલી કિન્નીને ઊંચકી લેતાં કંદર્પે કહ્યું. 'હવે એ ખજાનો તો નહીં મળે! બેટા! ચાલ, ઘેર જઈએ.'

'તમે થાકી ગયા?'

'હા.'

'હું ખજાનો નહીં માગું પપ્પા!'

'મારી ડાહી દીકરી... કિન્ની!'

'હું ચાલીશ. મને ના ઊંચકો!'

બાપદીકરી ઘેર પહોંચ્યાં ત્યારે વૈશાખીએ ગરમાગરમ દાળવડાંથી એમનું સ્વાગત કર્યું અને હસીને કહ્યું, 'કિન્નુડીનો ખજાનો મળ્યો કંઈ?'

'ના.'

'ક્યાંથી મળે? એ જમાનો તો ગયો.'

'સાચી વાત.'

કંદર્પ શી રીતે સમજાવે છે કે માત્ર કિન્નીનો ખજાનો નહીં... બીજું બધું ઘણું જતું રહ્યું હતું - છતાં હજી જીવવાનું બાકી હતું. જિવાશે, જીવવું જ પડશે. સ્મરણોની સુવાસ તો ઘડીક આવે અને પાછી જાય... જિંદગીને અને એને શું લાગે વળગે?

'ચાલ વૈશાખી! જમી લઈશું? એણે કહ્યું.

❑❑❑

# હરીશ મીનાશ્રુ સાથે વાર્તાલાપ

☐ આરાધના ભટ્ટ

દેશનાં સાહિત્ય-જગતનાં સર્વોચ્ચ સન્માનો પૈકીનું કેન્દ્રીય સાહિત્ય અકાદમીનું ગુજરાતી ભાષા માટેનું ૨૦૨૦ના વર્ષ માટેનું સન્માન આપણી ભાષાના સંપ્રજ્ઞ કવિ હરીશ મીનાશ્રુને 'બનારસ ડાયરી' માટે જાહેર થયું. તે પૂર્વે એમને સાહિત્યના અનેક પ્રતિષ્ઠિત પુરસ્કારો પ્રાપ્ત થઈ ચૂક્યા છે, જેમાં સાહિત્ય અકાદમીનું અનુવાદ માટેનું પારિતોષિક, વલી ગુજરાતી એવોર્ડ, નરસિંહ મહેતા સન્માન, નિરંજન ભગત મેમોરિયલ એવોર્ડ, તખ્તસિંહ પરમાર એવોર્ડ, હરીન્દ્ર દવે સ્મૃતિ પારિતોષિક, નર્મદ ચંદ્રક, જયંત પાઠક કવિતા પુરસ્કાર અને કુસુમાંજલિ સન્માનનો સમાવેશ થાય છે. ૧૯૫૩માં આણંદ ખાતે જન્મેલા હરીશ કૃષ્ણરામ દવેએ બેંકની કારકિર્દીમાંથી વીસ વર્ષ પૂર્વે સ્વૈચ્છિક નિવૃત્તિ લીધી અને સાહિત્યસર્જનને સમર્પિત જીવન વિતાવી રહ્યા છે. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'ધ્રિબાંગસુંદર એણી પેરે ડોલ્યા' ૧૯૮૮માં પ્રગટ થયો. ત્યાર પછી ગીત, ગઝલ, અછાંદસ, છંદોબદ્ધ કાવ્યો, ગદ્યકાવ્ય જેવાં પદ્યના અનેક પ્રકારોમાં આધુનિકોત્તર કહેવાતી એમની રચનાઓના સંગ્રહો આપણને મળતા રહ્યા છે અને હવે એમના કુલ દસ જેટલા કાવ્યસંગ્રહો પ્રગટ થઈ ચૂક્યા છે. એ ઉપરાંત એમણે કેટલાંક સંપાદનો કર્યાં છે અને ભારતીય ભાષાઓમાં તેમ જ પરદેશી ભાષાઓની કાવ્યરચનાઓ ગુજરાતી અનુવાદનાં પુસ્તકો પણ આપ્યાં. તો એમનાં કાવ્યોના અનુવાદો પણ અનેક ભાષાઓમાં થયા છે. સાહિત્યેતર કળાઓના તેઓ મરમી છે. કવિ સાથેનો આ સંવાદ એમની સર્જનાત્મકતાનો ઊંડો પરિચય કરાવશે.

- આ. ભટ્ટ

*પ્રશ્ન: તમને મળેલા રાષ્ટ્રીય સન્માન બદલ અભિનંદન. આમ તો ઘણાંખરાં સાહિત્યિક સન્માનો તમને આ પૂર્વે મળી ચૂક્યાં છે, છતાં આ સન્માન મળવાની જાહેરાત થઈ ત્યારે શું અનુભવ્યું? સન્માન મળતાં તમારો પ્રતિભાવ જાણવો છે.*

ઉ.: તમારાં અભિનંદન માથે ચડાવું છું. સન્માનનો પ્રતિભાવ તો એક પ્રકારની વિનમ્રતા જ હોય કારણકે મને ખબર છે કે સન્માન રાષ્ટ્રીય હોય કે પ્રાદેશિક હોય એ બહુ મહત્ત્વનું નથી. પણ એ સન્માનના નિર્ણય સુધી કેટલી પવિત્રતાથી જે તે સંસ્થા પહોંચી છે એ અગત્યનું છે અને એ રીતે જોવા જઈએ તો આ સાહિત્ય અકાદમીના સન્માન પ્રત્યે આપણને એક અહોભાવ છે, એ જળવાયેલો રહે છે એટલે એ આનંદનો વિષય બને છે. મને આ પૂર્વે ૨૦૧૩માં અકાદમીએ રેસિડન્સી આપેલી અને

ત્યાર પછી અનુવાદ માટે પણ મને એવોર્ડ મળેલો. અને આ ત્રીજું સન્માન, એટલે આમ તો આનંદ.

*પ્રશ્ન: હરીશ કૃષ્ણરામ દવેમાંથી હરીશ મીનાશ્રુ- એ રૂપાંતરનું રહસ્ય અમને કહેશો? હું જાણું છું ત્યાં સુધી એ રહસ્ય તમે હજુ ખોલ્યું નથી. 'મીનાશ્રુ' તખલ્લુસ રાખવા પાછળનું કારણ કોઈ જાણતું નથી, એવું કેમ? એ રહસ્ય અમને જણાવી શકો?*

ઉ.: જી, જરૂર. આમ તો હું માનું છું ત્યાં સુધી આપણી અંદર અમુક પ્રકારનાં નાનાં નાનાં બીજ પડેલાં જ હોય છે. અમુક પુખ્ત ઉંમરે પહોંચીએ ત્યાર પછી એ બીજમાંથી છોડ થાય અને વૃક્ષ થાય. અને પછી વ્યક્તિ કલાકાર બને અથવા સંગીતકાર બને અથવા મારી જેમ કંઈક કવિ બની જાય. તમે અંદરથી એવું નક્કી કરીને કવિ નથી બનતા કે સાહિત્યકાર નથી બનતા. એક બાળક તરીકે શરૂઆતમાં તો અમુક શોખ હોય છે. નાના હો ત્યારે ચિતરામણ કરવાનું ગમતું હોય કે રાગડા તાણવાના ગમતા હોય, પછી એમાં વિશેષ રસ પાડવા માંડે. હું મારી વાત કરું તો કવિતા સાથે એ જાતનું સ્પષ્ટ અનુસંધાન અમુક જમાનામાં નહીં, અને આમ ખરું પણ ખરું. દાખલા તરીકે હું પાંચમા કે છઠ્ઠા ધોરણમાં હોઈશ, તે વખતે અમારા શિશુવત્સલ અને વિદ્યાર્થીવત્સલ એવા જ્હોનભાઈ મેકવાન ગુજરાતીના શિક્ષક, એ કવિતાઓ લખે અને અમારા આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીમાંથી 'બાલમિત્ર' નામનું સામયિક પ્રગટ થતું એમાં એમની લખેલી કવિતા છપાય. એટલે એમને કવિતામાં રસ ખરો. તો એમણે કહ્યું કે નોટિસબોર્ડ પર મૂકવા માટે કોઈ કવિતા આપો. એટલે મેં કોઈક સમકાલીન ઘટનાના આધારે કવિતા લખેલી. એ રાજી થયા અને પછી બીજા દિવસે એમણે મને કહ્યું કે તમે આ બીજા પ્રસંગ ઉપર કવિતા લખીને આપો. એટલે મેં તો બીજા જ દિવસે એ કવિતા એમને સાદર કરી દીધી. મારામાં કોઈ કવિ હોય તો એને આમ સળવળાટ કરાવ્યો અમારા આ ગુજરાતીના એ શિક્ષકે. પછી તો કવિતા પોતે જ શાંત પડી ગઈ, કારણકે પછીનાં વર્ષોમાં મેં કશું લખ્યું હોય એવો મને ખ્યાલ નથી. પછી હું બી.એસસી.ના છેલ્લા વર્ષમાં હોઈશ ત્યારે અમારા અત્યંત નિકટનાં એક બહેન વિદ્યાનગરમાં બી.એડ. કરવા માટે આવેલાં. એ રોજ કોલેજમાંથી કોઈકને કોઈક સામયિક લઈને આવે. ત્યારે મેં પહેલી વાર 'કવિલોક' અને 'કવિતા' જોયાં. એ મારે માટે નવાઈની વસ્તુઓ હતી કે માત્ર કવિતાનાં સામયિકો હોય. એ વાંચ્યાં પછી મને થયું કે આ જે પ્રકારનું લખાણ છે એ હું લખી તો શકું જ. અને મેં એક ગીત લખેલું, એ મને બરાબર યાદ છે: 'ચાડિયાનું

દુકાળગીત'. હવે તમે જુઓ કે ચાડિયો અને દુકાળ એ એક વિરોધાભાસ છે. ચાડિયો તો ખરેખર મોલ હોય અને પંખીઓ આવતાં હોય એને ઉડાડવા માટે મૂકેલો હોય છે. પણ અહીં દુકાળ છે એટલે ખેતરમાં કશું નથી અને ચાડિયો ઊભો છે. તો ચાડિયાની કેવી મનોદશા થાય? એ ગીત મેં 'નૂતન શિક્ષણ' કરીને એક સામયિક ગુણવંત શાહ ચલાવતા એમાં મોકલ્યું અને એમણે એ બીજા જ મહિને છાપ્યું. એ વખતે મને પ્રથમ વખત એમ થયું કે આપણે કવિ થયા. પછી સ્પષ્ટ રીતે એમ થયું કે આપણે કવિ થવું જોઈએ, લખવું જોઈએ. અને પછી બધા સંપાદકોની જે વલે થઈ એ તો સંપાદકો જ જાણે. હવે તમે મને પૂછ્યું કે હરીશ દવેમાંથી હરીશ મીનાશ્રુ કેવી રીતે? એ વખતે હરીન્દ્ર દવે બહુ ઝળહળતું નામ હતું. તો મને થયું કે હરીન્દ્ર દવે અને હરીશ દવે એ બે નામમાં ખાસ ફરક નથી, તો આપણે કંઈક ફરક પાડવો જોઈએ. એટલે મેં ફરક પાડ્યો અને 'મીનાશ્રુ' કર્યું. એ અરસામાં મારા મનમાં એ ઇમેજ હતી જે પાછળથી એક ગીતમાં પણ આવે છે, એ ગીત પછી 'કવિતા'માં પ્રગટ થયેલું. *'કેમ કરી આંસુને ઓળખશે, ભાઈ, હું તો પાણીમાં તરફડતી માછલી'.* આ માછલીનાં આંસુનું કલ્પન છે કે માછલીનું પર્યાવરણ જ જાણે પીડા બની ગયું છે. એ પીડાને તમે અલગથી ઓળખી નથી શકતા એવું કંઈક એમાં પ્રગટ થાય છે. એમાં બીજું કંઈ ખાસ રહસ્ય નથી. એટલું જ કે એ એક એવી પીડા છે જેને આજુબાજુમાં કોઈ પારખી નથી શકતું, અને માછલી માટે તો એ એનું પર્યાવરણ જ છે.

*પ્રશ્ન: આપની પહેલી કવિતા શાળામાં લખાઈ એની આપે વાત કરી. પણ પછી આપે કોલેજમાં અભ્યાસ વિજ્ઞાનનો કર્યો અને કામ બૅન્કમાં કર્યું, અને પછી નામ કવિ તરીકે થયું. એટલે વિજ્ઞાન અને વાણિજ્યની સાથે શબ્દનું, કલાનું સંયોજન થયું. આ બધું કઈ રીતે થયું?*

ઉ.: આ કોઈ એનાલિસિસ ન કરી શકાય એ પ્રકારનું સંયોજન છે, જે એક વ્યક્તિ તરીકે મારા જીવનમાં ઘટ્યું. એક તરફ મને કળાઓમાં પુષ્કળ રસ હતો. વિદ્યાર્થીકાળમાં હું લખતો નહોતો ત્યારે પણ કવિતા તરફનો મારો એક ઝોક હતો. આણંદનું અમારું જાહેર ગ્રંથાલય છે એમાં એક કાકા બેસતા. એ કોઈને કશું અડવા ન દે, તોફાની છોકરાઓ પર એ બહુ ચાંપતી નજર રાખતા. પણ એ ચાંપતી નજરની વચ્ચે પણ હું 'કુમાર' મેગેઝિનનું કવિતાવાળું પહેલું પાનું ફાડી લેતો. અને ઘેર એ ફાડેલાં પાનાંની એક નાનકડી પુસ્તિકા જેવું પણ મેં કરેલું એ મને બરાબર યાદ છે. પછી, એ જમાનામાં ઉમાશંકરભાઈને જ્ઞાનપીઠ મળ્યું, તો મને બરાબર ખ્યાલ

છે કે 'નિશીથ' લાવીને મેં એમાંના જે અઘરા શબ્દો હતા એ તારવ્યા, મારો વ્યક્તિગત સાર્થ જોડણીકોશ ઊભો કર્યો, જાણે એ શબ્દો વાપરવાથી જ કવિતા થવાની હોય! ટૂંકમાં, આ પ્રકારની ગડમથલો બહુ કરેલી. એ ઉપરાંત મને ચિત્રકળામાં પુષ્કળ રસ, તે જમાનામાં હું ચિત્રકળાનો સારો વિદ્યાર્થી, આજે પણ મને ચિત્રકળામાં એટલો જ રસ છે. અને એ જમાનામાં મને એક ઇચ્છા એવી પણ હતી કે પછી આગળ જઈને ભણવાનું થાય તો આપણે જે. જે. સ્કૂલ ઓફ આર્ટ્સમાં જઈશું. પણ આ બધું શક્ય ન બન્યું. પણ હું પેલી મૂળ ઘટના સાથે આ ઘટનાને સાંકળું. મારા પેલા ગુજરાતીના શિક્ષક જહોનભાઈ મેકવાન મને પેલી બીજી કવિતા લખવા વિષે કહેવા આવેલા તે મારા ચિત્રકળાના વર્ગમાં આવેલા. મને લાગે છે કે તે દિવસે ચિત્રકળાની જે કોઈ દેવી હશે એણે મારું હસ્તાંતરણ-ટ્રાન્સફર કવિતાની દેવીને કર્યું હશે. એને કારણે હું ચિત્રકળામાંથી કવિતા તરફ આવ્યો. હવે કવિતામાં લયની જે સૂઝ હોય એની પાછળ ઘણાં બધાં પરિબળો હોય છે. આપણી આજુબાજુ કયા પ્રકારનું લયાત્મક વાતાવરણ છે એ બધી વસ્તુઓ એમાં આવે છે. તો એ જમાનામાં મારા મોટા ભાઈ વાંસળી વગાડતા, સારી વગાડતા. પછી એમને એમ ઇચ્છા થઈ કે હું હાર્મોનિયમ પણ લાવું તો એ લઈ આવ્યા, પણ કોઈક કારણસર એ હાર્મોનિયમ ન શીખી શક્યા. કોણ જાણે કેમ પણ હું એકલવ્યની જેમ કોઈ ગુરુ વિના હાર્મોનિયમ વગાડતાં જાતે શીખી ગયેલો. પછી ફળિયામાં ક્યાંય પણ ભજન હોય કે એવું કંઈ હોય તો મારું હાર્મોનિયમ લઈ જાય, અને એમણે મને પણ લઈ જવો પડતો. એમાં ફાયદો શું થાય કે હું વગાડવામાં ગરબડ-ગોટાળા કરું તો પેલા લોકો જે રાગડા તાણતા હોય એમાં મારી ભૂલો કોઈ પારખી ન શકે. એટલે મારું ચિત્રકળા પ્રત્યેનું આકર્ષણ, સંગીત તરફનો એક સ્પષ્ટ ઝોક અને પછી એમાં ઉમેરાયેલી કવિતા- તો એ સમયમાં બધી જ કળાઓ સાથેનું આ પ્રકારનું જોડાણ. પછી એવું થાય કે ભણવાની તમારી અમુક ક્ષમતા છે તો તમે વિજ્ઞાનમાં જાવ. માનસિકતા પણ કદાચ વિજ્ઞાનની હશે, એની હું ના નથી પાડતો. એટલે એમાં પછી રસાયણશાસ્ત્ર આવ્યું, એ પત્યા પછી જ્યારે નોકરી કરવાની થઈ ત્યારે 'ડાયરેક્ટ રિક્રુટેડ ઓફિસર' થયો. એટલે આ નિયતિના ખેલ છે. એમાં મેં કોઈ સંકલ્પ કર્યો હોય અને મને મળ્યું હોય એવું નથી બન્યું. પણ જે કામ આપણે ભાગે આવે એ આપણે સરસ રીતે કરવાનું હોય છે એ રીતે મેં નોકરી પણ કરી હશે. એક બૅન્કર તરીકે જ્યારે તમારા ગ્રાહક સાથે અમુક રીતે વ્યસ્ત હો ત્યારે પણ ચિત્તમાં, પેલું મગજનું જે વ્હાઈટ મેટર

છે એ સતત સ્પંદનશીલ રહેતું હોય છે અને ત્યારે પણ એક ખૂણામાં કોઈક કવિતાની પંક્તિઓ ચાલતી હોય છે એવો મારો અનુભવ છે.

*પ્રશ્ન: હરીશભાઈ પહેલાં 'બનારસ ડાયરી'ની વાત કરીએ કારણકે આ એવોર્ડનું એ નિમિત્ત છે. કોઈપણ ગદ્ય કે પદ્ય સ્થળલક્ષી હોય, પછી એમાંથી એ જ્યારે સ્થળાતીત બને અને કોઈક દર્શન રજૂ કરે ત્યારે એનું સાહિત્યિક અથવા કલાકીય મૂલ્ય થાય છે. અઢાર કાવ્યોના આ ગુચ્છમાં કબીર સ્વયં પણ હાજર છે. આ કાવ્યોની સ્ફુરણાની ભૂમિકા કહેશો? અને સાથે બીજો પ્રશ્ન એ પણ પૂછી લઉં કે આ સંગ્રહ ગુજરાતી કવિતાને એક નવી દિશા ચીંધે છે એવું કહેવાયું છે. આ નવી દિશા કઈ?*

ઉ.: આમ જોવા જાઓ તો કબીર સાથેનું મારું અનુસંધાન ૧૯૭૯ની સાલથી છે, એ પહેલાં પણ હશે. પણ ૧૯૭૯માં પહેલી વખત રાધાસ્વામી મત સાથે મારું અનુસંધાન થયું. અને હું મારા સંત સદગુરુ, જે તે વખતે કરમસદમાં બિરાજમાન હતા, એમના સંસર્ગમાં આવ્યો. તે જમાનામાં, મને બરાબર યાદ છે કે સવારે સત્સંગ થાય જે મારા ઘરથી સાતેક કિલોમીટર દૂર, એમાં સાઈકલ પર હું કરમસદ સુધી જતો. સત્સંગ પૂરો થાય પછી મારા ગુરુની સન્મુખ હું કબીરવાણીનો પાઠ કરતો. આ બધું મારા ચિત્તની કવિતાદાનીમાં સંગ્રહાતું ગયું હશે. સંતમત કબીરથી આરંભાયો છે. 'કહે કબીર હમ દૂર ઘરકે ભેદી, લાયે હુકુમ હજૂરી'. એટલે જે અર્થમાં આપણે પયગંબર શબ્દ વાપરીએ છીએ એ જ કબીર છે. તો એક બાજુ સંતમત છે અને પેલી બાજુ ફકીરોનો મધ્ય-પૂર્વનો મત છે. એમની વચ્ચે શું અનુસંધાન છે, એની પણ બે પંક્તિ કહું: 'સંત ફકીર બોલી જુગલ, પદ દોઉં એક અખંડ'. સંતો અને ફકીરોની જે ભાષા છે એ ભલે પૃથક હોય, પણ એ જે પદની વાત કરી રહ્યા છે, જે તત્ત્વની વાત કરી રહ્યા છે એ એક જ છે. એટલે આમ એક તરફ મધ્ય-પૂર્વના ફકીરો મૌલાના રુમી, શમ્સ તબરેઝ વગેરે સાથેનું મારું અનુસંધાન અને આ બાજુ કબીર સાથેનું મારું અનુસંધાન. અને પછી આપણે કબીરને તો ઘણા વાંચતા રહ્યા હોઈએ. કબીરનું તમે બે રીતે અર્થઘટન કરી શકો. ઘણા લોકો માટે કબીર, સમાજ-સુધારણાની ભૂમિકા પરથી જે વાત કરતા હોય છે એ જ દૃષ્ટિમાં હોય છે. હવે ખરેખર જે માણસ સાચી વાત કરે એમાં સમાજસુધારાની વાત તો આવવાની જ, એ એનો હેતુ હોય કે ન હોય. પણ કબીરને સમાજ-સુધારક નથી બનવું, કબીરને તો એના જે હજૂર છે એના હુકમની જ વાત કરવાની છે. એ તરફ બહુ ઓછા લોકોનું ધ્યાન જાય છે. અને ધ્યાન જાય છે તો પોતપોતાની રીતે એનું અર્થઘટન

થાય છે. કારણકે આપણે ત્યાં કહેવાયું એવું કે કવિતા એ સ્પીરિચ્યુલ અધર છે. એટલે કોઈપણ કવિતા એ અર્થમાં સ્પીરિચ્યુલ થવાની છે. પણ આધ્યાત્મિક કવિતા જેને કહો છો..., અને હું તો એ અર્થમાં આધ્યાત્મિક શબ્દ પણ પસંદ નથી કરતો, અમારી પરંપરા મુજબ હું એને પરમાર્થી કહેવાનું પસંદ કરીશ. પરમાર્થની જે વાત છે એને જો તમારે એના સાચા પરિપ્રેક્ષ્યમાં સમજવી હોય તો તમારે કબીરને એ ભૂમિકાએ તપાસવા પડે. આટલા બધા જે અધ્યાત્મ પુરુષો પાક્યા છે અને એ બધા લોકોએ જે જાતજાતના મતો ઊભા કર્યા છે એ શું કહે છે અને કબીર શું કહે છે અથવા એમાં ભેદ શું છે, આવી પૃથક્કરણની ક્રિયા કર્યા વિના જ આપણે કબીરને પણ આધ્યાત્મિકતાનું લેબલ આપીએ અથવા બીજા કોઈને પણ આપી દઈએ છીએ. પણ કબીરે જે ઝીણીઝીણી વાતો કરી છે એ જુદીજુદી રીતે મારા ચિત્તમાં સંગ્રહાતી ગઈ હશે. તો હું માનું છું કે એ દૃષ્ટિએ કબીર 'બનારસ ડાયરી'માં નથી આવતા. ભલે એમાં કબીર સ્પષ્ટ રીતે અને વ્યક્તિગત રીતે હાજર છે, પણ તમે જોશો તો ૧૯૯૯-૨૦૦૦ ના મારા સંચયો ‘સુનો ભાઈ સાધો’માં પણ કબીર છે અને ત્યાર પછી ૨૦૦૪માં જે ‘પદપ્રાંજલિ’ થઈ એમાં પણ કબીર જ છે. એટલે હું એમ કહી શકું કે કોઈ એક તત્ત્વની કવિતા હું કરી રહ્યો છું. કોઈ બીજા તત્ત્વની કવિતા હું નથી કરી રહ્યો તો એ ખોટું નથી, એ સાચું જ છે. કારણકે એક દર્શન તમારા ચિત્તમાં પ્રગટ થયું છે અને દર્શન પરિવર્તનશીલ નથી. હું જ્યારે દર્શન કહું તો દર્શન આજે આ હોય અને કાલે પેલું હોય એવું બનવાનું નથી. દર્શન તમારા આત્માની અંદર, તમારા હૃદયમાં સ્થિરપણે ઊંડે ઊતરી ગયું હોય અને એ જુદીજુદી રીતે, જુદીજુદી ભાષામાં, જુદાંજુદાં કલ્પનોથી એ પ્રગટવાની કોશિશ કરે. તમે વિચાર કરો કે ‘સુનો ભાઈ સાધો’માં સંતમતની વાત જે રીતે ગઝલમાં પ્રગટ થઈ, એ જ વાત ‘પદપ્રાંજલિ’માં જુદી જુદી રીતે પદોમાં પ્રગટ થઈ અને અહીં એ ગદ્યકવિતા રૂપે પ્રગટ થાય છે. એ ગદ્યકવિતા રૂપે પ્રગટ થાય છે ત્યારે જરા એક વિશેષ આધુનિકતાના દાબ સાથે એક નવા પ્રકારની ભાષા, સંકુલ ભાષા લઈને એ આવે છે. એમાં હું તો હાજર છું જ, કબીર હાજર છે અને બનારસ એક શહેર તરીકે છે. હવે તમે વિચાર કરો કે બનારસનાં બે પાસાં છે- એક કવિતા એવી પણ છે કે જેમાં અમુક પંક્તિઓમાં બનારસ એક સ્થૂળ નગર તરીકે આવે, અને પછી તરત જ કબીરની વાત આવે, વળી પાછી બનારસની વાત આવે. એમ બે જુદાજુદા તાણા અને વાણા એમાં વણાતા જાય અને એ બે વચ્ચેનું ટેન્શન- જે અંતર્મુખ અને બહિર્મુખ

ઊભેલાંઃ તીરથ, અમિતા અનન્યા, હીંચકા પરઃ સાખી, હરીશભાઈ, ગીતાબહેન

પ્રકારનાં બનારસો છે, એનું - રચાતું જાય. અને એમ કરીને એ ટેન્શનમાંથી આપણી સમક્ષ એક અસલ વાત અથવા તત્ત્વ ઊભરી આવે. આવું કંઈક એ કવિતાઓમાં થાય છે. એ કવિતાઓ વિષે વિશેષ વાત તો આપણા વિવેચકો અને સુજ્ઞ ભાવકો કે આસ્વાદકો કરી શકે, હું તો આ અછડતી વાત કરું છું કે આવું કંઈક મારા ચિત્તમાં હતું અને મને પણ એ લખતી વખતે આનંદ આવેલો, કારણકે જરા જુદી રીતે એમાં કામ થઈ રહ્યું હતું.

*પ્રશ્નઃ જ્યારે મેં પ્રશ્ન કર્યો કે આ કાવ્યસંગ્રહ ગુજરાતી કવિતાને એક નવી દિશા ચીંધે છે ત્યારે હું આ જુદી રીતની જ વાત કરી રહી હતી.*

ઉ.: ખરું પૂછો તો દિશા ચીંધાઈ રહી છે કે કેમ એ વિષય વિવેચકોનો ગણાય. હું બોલું તો....હું બોલું જ નહીં, પહેલી વસ્તુ તો એ છે. અને બોલું તો મને છાજે નહીં. પણ મને એવું લાગે છે કે તમે જ્યારે કોઈ પ્રતીતિ સુધી પહોંચો છો અને એ પ્રતીતિને તમારી ગુજરાતી ભાષાની ક્ષમતાને સામે પલ્લે મૂકીને પ્રગટ કરવાની કોશિશ કરો છો, તોલવાની કોશિશ કરો છો, ત્યારે એ કવિતામાં એક પ્રકારનું ઋત પ્રગટ થાય છે. તો દિશા વગેરેની વાત તો હું નથી કરતો, એ જવા દઉં, પણ મને એવું ચોક્કસ લાગે છે કે કોઈ એક કવિ, અત્યારે જે લખાય છે, જે લખાતું આવ્યું છે, એણે જે કંઈ વાંચ્યું છે, એ બધાથી ઊફરો જઈને પોતાની જે પ્રતીતિ છે એને, પોતાની અંદર જે ગુજરાતી ભાષા પડેલી છે એના દ્વારા, બિલકુલ તીવ્રતમ રૂપે બહાર લાવે ત્યારે એ પોતાના માટે પણ કોઈક નવી દિશા ચીંધી રહ્યો હોય એવું બને. એટલે મને એવું લાગે છે કે

કોઈપણ કવિએ આટલું જ કરવાનું છે એની સૂક્ષ્મતમ અને ગહનતમ પ્રતીતિને એની પોતાની ભાષાનું જે કંઈ સામર્થ્ય હોય એના દ્વારા અભિવ્યક્ત કરવાની છે અને એ જ એની દિશા ગણાય.

*પ્રશ્ન: હરીશભાઈ, હવે આપણે જઈએ પહેલા કાવ્યસંગ્રહ તરફ- 'ધ્રિબાંગસુંદર...' એ શાનું પ્રતીક છે? એમાં સર્જક સ્વયં કવિ રીતે પ્રગટે છે. પહેલાં જ કાવ્યસંગ્રહમાં ગુજરાતી ભાષાને એની કેટલીક ઉત્તમ પંક્તિઓ મળી છે. એમાં કવિનો-આપનો ચહેરો શોધવાનો સૂર પણ આવ્યો છે. આ પ્રતીકાત્મકતાની વાત પણ કરીએ?*

ઉ.: હું પહેલાં પણ કહી ચૂક્યો છું કે ધ્રિબાંગસુંદર એ એક અર્થમાં આત્મકથનાત્મક અને આત્મવિડંબનાત્મક એવું આખ્યાન છે. આખ્યાન પણ નથી, એ વિ-આખ્યાન છે, વ્યાખ્યાન નથી, પણ વિ-આખ્યાન છે, પ્રતિ-આખ્યાન જેવું છે. એમાં બને છે એવું કે એમાં હું મારી જાત ઉપર હસવાની કોશિશ તો કરું છું. હવે એ જોવાનીય જરૂર છે કે ક્યારે આ લખાયું છે. મોટેભાગે તો આપણે એવું માનતા આવ્યા છીએ, ટેક્સ્ટ વરશીપર વિવેચકોનો એક સમૂહ છે એ એવું માનતો આવ્યો છે કે કવિએ જે ટેક્સ્ટ આપી છે એની ભીતર જ તમારે રમવાનું છે અને એના દ્વારા જે કંઈ સંકેતો પ્રગટતા હોય એને પકડવાની કોશિશ કરવાની છે. હવે આ કિસ્સામાં બને છે એવું કે હું તમને... એ ટેક્સ્ટની ભીતરની વાતો મારે તમને કહેવી પડે એમ છે..., મેં તમને કહ્યું એમ ૧૯૭૯માં મારું અનુસંધાન સત્સંગ સાથે થયું, અને પછી થોડા વખતમાં મને એવો ખ્યાલ આવ્યો કે આ કવિતા ભલે આમ અંતર્મુખ લાગતી હોય, પણ એક બહિર્મુખ પદાર્થ છે. એ અર્થમાં કે હું જ્યારે લખું છું ત્યારે મારા ચિત્તમાં જે કંઈ સ્પંદનો જાગતાં હશે અને ભાષા સાથે જે કંઈ ક્રીડા થતી હશે તે અવશ્ય અંતર્મુખ છે. અને મને એટલે કે કવિને લખતી વખતે જે રસ પડે છે તે એની અંતર્મુખ એકાગ્રતાને કારણે પડે છે. હવે તમે જુઓ કે હું જ્યારે કવિતા લખું છું એટલે કે એક કાગળ ઉપર પેન લઈને એ ઉતારું છું ત્યારે થાય છે એવું કે એ મેં સિદ્ધ કરેલી જે અંતર્મુખતા છે તે ભાષાના આલંબને, ભાષાની બહિર્મુખ ભૂંગળીથી બહાર આવે છે. એટલે જે અંતર્મુખતા મેં સિદ્ધ કરી છે એ 'નલ એન્ડ વોઈડ' થઈ જાય છે. એ બહિર્મુખ પદાર્થ છે એવું મારું સ્પષ્ટ માનવું છે. હવે તમે વિચાર કરો કે ભાવકને પણ એ કવિતા આનંદ આપે છે. એનો મતલબ એવો થયો કે એ કવિતાના આલંબને એ પણ કંઈક અંશે અંતર્મુખ થાય છે, કંઈક અંશે એકાગ્ર થાય છે અને એને કારણે એને એ રસ અથવા આનંદ પ્રાપ્ત થાય છે. પણ હું જે પ્રકારની અંતર્મુખતાની શોધમાં સત્સંગ સુધી પહોંચેલો એની

**[અનુસંધાન પૃ. 120]**

# બ્રહ્માંડ વિષે આપણું દર્શન

☐ તરલિકા ત્રિવેદી

**આ**પણે એકધારી જિંદગી જીવી જઈએ છીએ પણ આપણી આસપાસ પથરાયેલા વિશ્વ વિષે આપણી પાસે નહિવત્ જાણકારી હોય છે.

તોય આપણામાંથી થોડા તો એવા વિચારવિહાર કરતા હશે કે, "આ બ્રહ્માંડ આવ્યું ક્યાંથી, શું તેનું અસ્તિત્વ અનંતકાળથી છે? માણસના જ્ઞાનની કોઈ અંતિમ હદ ખરી? એક ચોક્કસ હદથી આગળ માણસ બ્રહ્માંડ વિષે જાણી જ ન શકે?''

કોઈવાર આપણે આવા પ્રશ્નોના જવાબ ધાર્મિક કથાઓમાંથી શોધવાનો પ્રયત્ન કરીએ છીએ ખરા!

વિજ્ઞાનનું અંતિમ ધ્યેય આખા બ્રહ્માંડને તથા તેમાં બનતી બધી જ ઘટનાઓને વર્ણવી શકે તેવો સર્વ સામાન્ય એક જ સિદ્ધાંત આપવાનું છે.

(Theory of Everything!)

પરંતુ અત્યારે તો વૈજ્ઞાનિકો આ

કૂટપ્રશ્નને બે ભાગમાં વહેંચી નાખે છે. પ્રથમ ભાગમાં એવા નિયમો છે જે સમય જતાં બ્રહ્માંડ કઈ રીતે બદલાય છે તે દર્શાવે. એટલે કે આપણને કોઈ એક સમયે બ્રહ્માંડ કેવું લાગે છે તેનો ખ્યાલ હોય તો થોડા સમય પછી ભવિષ્યમાં તેની અવસ્થા વર્ણવી શકાય છે.

કૂટપ્રશ્નનો બીજો ભાગ છે, બ્રહ્માંડના પ્રારંભનો.

ઘણા લોકોને આ વિજ્ઞાનનો પ્રશ્ન નહિ, ધર્મનો જ પ્રશ્ન લાગે છે. તેમની દલીલ છે કે બ્રહ્માંડના પ્રારંભ વિષે જાણવા વિજ્ઞાન સમર્થ નથી.

આ બ્રહ્માંડ વિષે આપણે ખરેખર કેટલું જાણીએ છીએ? બ્રહ્માંડ એવું કેવું છે કે જેને અવકાશમાં કોઈ હદ નથી, કોઈ ધાર નથી, છેડો નથી. સમયમાં કોઈ આદિ નથી?

આ બ્રહ્માંડ ક્યાંથી આવ્યું? ક્યાં જઈ રહ્યું છે? એના પ્રારંભ જેવું કાંઈ છે? અને જો પ્રારંભ હોય તો પ્રારંભની પણ પહેલાં શું હતું? સમય શું છે, એનો સ્વભાવ કેવો છે, સમયનો પ્રારંભ ક્યારે થયો? એનો અંત શક્ય છે?

અને મનમાં પ્રશ્નો તો થયા જ કરે- બ્રહ્માંડ ખરેખર અનંત છે કે પછી ખૂબ મોટું છે એટલે આપણને અનંત લાગે છે? એનો ક્યારેય આરંભ થયો કે કાયમનું આવું જ છે? એનું આયુષ્ય કેટલું?

આપણા આ મર્યાદિત જ્ઞાન, બુદ્ધિ અને મગજથી આપણે આ અનંત બ્રહ્માંડ સમજી શકીએ, કે પછી એવો પ્રયત્ન માત્ર મૂર્ખાઈ છે?

આવડા મોટા બ્રહ્માંડની સરખામણીએ માણસ તો કેટલો નાનો, એની શારીરિક મર્યાદાઓ કેટલી બધી! પણ આપણું મગજ બ્રહ્માંડમાં ગમે તે ખૂણે જઈ શકે, આપણે આપણા મગજનો ઉપયોગ કરી એવા સિદ્ધાંતો, એવાં સાધનો, હબલટેલિસ્કોપ જેવાં દૂરબીનો શોધી બ્રહ્માંડના ખૂણેખાંચરે ફરી વળવાનો પ્રયત્ન તો કરી જ શકીએ.

આ જિજ્ઞાસા માણસને પરાપૂર્વથી છે. દરેક ધર્મ પોતાની રીતે “creation"ને સમજાવવાનો પ્રયત્ન કરે છે, ઋગ્વેદનાં દસમા મંડળનાં ૧૨૯મા સૂક્તમાં ઋચાઓમાં ઋષિ સૃષ્ટિના આરંભકાળની વાત કરે છે.

જ્યારે બધા વૈજ્ઞાનિકો સ્થિર અને અપરિવર્તનશીલ બ્રહ્માંડનો જ વિચાર કરતા હતા ત્યારે બ્રહ્માંડની શરૂઆતનો વિષય તો તત્ત્વચિંતન અને આધિભૌતિકશાસ્ત્ર (મેટાફિઝિક્સ)નો જ હતો.

વીસમી સદી પહેલાં વૈજ્ઞાનિકો માનતા હતા કે કાં તો બ્રહ્માંડ કાયમથી અત્યારે જેવું છે તેવું જ હતું કે પછી ભૂતકાળમાં કોઈ એક સમયે અસ્તિત્વમાં આવ્યું હોય પણ એ અત્યારે જેવું છે તેવું જ અસ્તિત્વમાં આવ્યું અને પછી સમય સાથે એમાં કોઈ ફેરફાર નથી આવ્યો. આવું માનવા પાછળ એક મનોવૈજ્ઞાનિક

કારણ પણ હોઈ શકે, કારણ પહેલાંના વૈજ્ઞાનિકોને "સનાતન-સત્યો"માં ઘણો વિશ્વાસ હતો! એક એવું આશ્વાસન પણ ખરું કે માણસો ઘરડા થઈ મરી જાય પણ બ્રહ્માંડ આવું ને આવું "સનાતન અને અપરિવર્તનશીલ" રહેશે!

વિસ્તરણ અને સંકોચન પામતા બ્રહ્માંડની કલ્પના તો બહુ મોડી આવી.

ઓગણીસમી સદીના અંત સુધીમાં ભૌતિકશાસ્ત્ર એની ચરમસીમાએ પહોંચી ગયું હોય એવું લાગ્યું અને ઘણા ભૌતિકશાસ્ત્રીઓ એવું માનવા લાગ્યા કે આખા બ્રહ્માંડની વર્તમાન સ્થિતિ અને ગતિ પરથી ભવિષ્યની બધી અવસ્થા વિષે ખ્યાલ આવી જશે. ભૌતિકશાસ્ત્રમાં હવે વધારે કશું શોધવાનું રહ્યું જ નથી, ફક્ત જેટલા અચળાંકો છે એને વધારે ચોકસાઈથી ગણવાના છે. પરંતુ વીસમી સદીની શરૂઆતમાં જે જબરદસ્ત હલચલ મચી એમાં આ નિશ્ચિંતતા ક્યાંય વહી ગઈ.

ન્યૂટનના સિદ્ધાંત પ્રમાણે તારાઓ પણ એકબીજાને આકર્ષે, એ પણ સ્થિર ન રહી શકે. અને જો એવું હોય તો તો બધા તારા કોઈ એક જ બિંદુએ ભેગા થઈ જાય, પણ થતા નથી – એ હકીકત ન્યૂટન માટે પણ એક કોયડો હતી. અને ૧૯૨૯માં એડવિન હબલે પોતે બનાવેલ ટેલિસ્કોપથી અવલોકન કર્યું કે બ્રહ્માંડમાં જ્યાં જુઓ ત્યાં ગેલેક્સીઓ એકબીજાથી દૂર દૂર જઈ રહી છે. એટલે કે બ્રહ્માંડ વિસ્તરણ પામી રહ્યું છે. પહેલાં બધી ગેલેક્સીઓ એકબીજાથી નજીક નજીક હશે, એવો તર્ક થયો કે કદાચ દસ વીસ મિલિયન વર્ષો પહેલાં બધા જ અવકાશીય પદાર્થ ભેગા એક જ બિંદુએ હશે. સૌથી મહત્ત્વનું આ અવલોકન હબલે કર્યું જેથી સૈદ્ધાંતિક ભૌતિકશાસ્ત્રીઓએ હવે તો "સ્થિર" બ્રહ્માંડના વિચારને છોડવો જ રહ્યો!

અને અંતે બ્રહ્માંડના પ્રારંભની વાત હવે ધર્મક્ષેત્રમાંથી વિજ્ઞાનનો વિષય બની ગઈ!

હબલનાં અવલોકનો પરથી દર્શાવવામાં આવ્યું કે જ્યારે બ્રહ્માંડ કદમાં સાવ નાનું હશે અને એની ઘનતા અનંત હશે ત્યારે "બીગ બેન્ગ" એટલે કે પ્રચંડ ધડાકો થયો હશે. બીગ બેન્ગ એ બહુ વિશિષ્ટ નાજુક પરિસ્થિતિ હશે, ત્યારે વિજ્ઞાનના હાલ જાણીતા અને "સનાતન" લાગતા નિયમો પણ કદાચ સચવાયા ન હોય અને ભવિષ્યના બનાવોની કોઈ કલ્પના પણ થઈ શકે નહિ. જો બિગ બેન્ગ પહેલાં પણ કોઈ બનાવ બન્યા હોય તો એની અસર પણ આ ધડાકામાં ભૂંસાઈ ગઈ હોય. એને અવગણીને એમ કહી શકાય કે આપણા સમયની શરૂઆત બિગ બેન્ગથી થઈ, કારણકે એ પહેલાંના સમયની વ્યાખ્યા કરવા આપણી પાસે કોઈ સંદર્ભબિંદુ નથી. પણ જો અપરિવર્તનશીલ સ્થિર બ્રહ્માંડ

કલ્પીએ તો તેમાં સમયની શરૂઆત, બ્રહ્માંડ બહારના કોઈ અસ્તિત્વએ (જેમ કે ભગવાન?) - એ પોતાની મરજી પ્રમાણે કરે તેમ કહી શકાય. કારણ સ્થિર અને અપરિવર્તનશીલ બ્રહ્માંડને સમયના પ્રારંભના કોઈ બિંદુની જરૂર જ નહોતી. આથી આવું સ્થિર બ્રહ્માંડ ચર્ચને ગમ્યું હતું પણ હબલનાં અવલોકનોએ બધું બદલી નાખ્યું. બિગ બેન્ગ સિદ્ધાંત પ્રમાણે અનંત ઘનતાવાળા બિંદુ સ્વરૂપ બ્રહ્માંડને વિસ્તરવાનો કોઈ ચોક્કસ સમય હોય અને એ કોઈ કાલ્પનિક સર્જકના હાથમાં નથી. હા, એમ કહી શકાય કે બિગ બેન્ગ વખતે ભગવાને બ્રહ્માંડનો પ્રારંભ કર્યો, પણ એ પહેલાં નહિ! કોઈ સર્જક છે એવું માનવું હોય તો માનો પણ સર્જકે ક્યારે સર્જન કર્યું એ આપણી વૈજ્ઞાનિક ગણતરી પ્રમાણે જ છે.

અત્યારે સમગ્ર બ્રહ્માંડને એક જ સિદ્ધાંતથી વર્ણવવું એ હાલના વિજ્ઞાન માટે તો મુશ્કેલ જ લાગે છે.

તેને બદલે આ પ્રશ્નને નાના નાના વિભાગોમાં વહેંચીને જુદા જુદા આંશિક સિદ્ધાંતો શોધી શકીએ છીએ. દરેક આંશિક સિદ્ધાંત અમુક ચોક્કસ વર્ગનાં અવલોકનોને સમજાવી શકે છે, પરંતુ બીજા વર્ગનાં પરિબળોની આની પર કોઈ અસર નથી એવું આપણે ધારી લઈએ છીએ. આ અભિગમ ખોટો લાગે પણ ભૂતકાળમાં આપણે આ રીતે વિચાર કરતાં સફળ થયા છીએ. દાખલા તરીકે ન્યૂટનના ગુરુત્વાકર્ષણ બળનો આધાર ફક્ત ને ફક્ત પદાર્થના દળ પર છે, પદાર્થના રાસાયણિક બંધારણની એના પર કોઈ અસર નથી, સૂર્યના તેની આસપાસ ફરતા ગ્રહો પરના ગુરુત્વાકર્ષણ બળનો અભ્યાસ કરવામાં રસાયણ જાણવાની જરૂર નથી.

હાલમાં વૈજ્ઞાનિકો બ્રહ્માંડને વર્ણવવા બે આંશિક પણ મૂળભૂત સિદ્ધાંતોનો ઉપયોગ કરે છે. એક તો સાપેક્ષતાનો સામાન્ય સિદ્ધાંત (The General Theory of Relativity) અને બીજો ક્વોન્ટમ સિદ્ધાંત.

વીસમી સદીની શરૂઆતમાં શોધાયેલા આ બે મહત્ત્વના સિદ્ધાંતો છે. સાપેક્ષતાવાદ વડે ગુરુત્વાકર્ષણ બળ અને મેક્રો લેવલ પર બ્રહ્માંડનું બંધારણ સમજી શકાય છે, થોડા કિલોમીટરથી માંડીને $10^{40}$ કિલોમીટર સુધીના અંતરોની ઘટના સમજાવે છે.

જ્યારે ક્વોન્ટમ મિકેનિક્સ સૂક્ષ્માતિસૂક્ષ્મ કણોને સમજાવે છે.

1 સે.મી.ના $10^{10}$મા ભાગ જેટલા ઝીણા કણનેય વર્ણવે છે.

કમનસીબે, મેક્રો અને માઈક્રો લેવલના આ બે સિદ્ધાંતોને જોડતી કોઈ કડી હજુ નથી મળી, તેથી બંને સિદ્ધાંતને એકસાથે વાપરી શકાતા નથી. એકી સમયે આ બન્ને સિદ્ધાંત સાચા ન પડે. અત્યારે ભૌતિકશાસ્ત્ર સામે આ પડકાર છે.

જો બ્રહ્માંડ અહેગહે અસ્તિત્વમાં

આવેલ નથી, પરંતુ તે ચોકકસ નિયમોથી બંધાયેલ છે એમ માનીએ તો આગળ જણાવેલા બે પાયાના આંશિક સિદ્ધાંત, સાપેક્ષતાવાદ અને ક્વોન્ટમ મિકેનિક્સને જોડીને એક સિદ્ધાંત શોધવો પડે, (The Unified Theory) પણ સમગ્ર બ્રહ્માંડનું વિવરણ કરી શકે તેવા સિદ્ધાંત સામે મૂળભૂત રીતે એક પેરાડોક્સ પણ આવીને ઊભો રહે છે.

આગળની બધી ચર્ચા દરમ્યાન આપણે ધારી લઈએ છીએ કે આપણે, માણસજાત, આપણે લોકો બધા વિચારવંત વ્યક્તિઓ (Rational beings) છીએ જેઓ બ્રહ્માંડનું કોઈ પણ રીતે અવલોકન કરવા શક્તિમાન છીએ, મુક્ત છીએ, અને અવલોકનોમાંથી તાર્કિક તારણો કાઢી શકીએ તેમ છીએ. પણ જો આવો કોઈ એક સંપૂર્ણ સિદ્ધાંત હોય તો તો એ સિદ્ધાંત જ આપણા બધાં કર્મ અને એનાં ફળ પણ નક્કી કરી શકે!

એટલે કે બ્રહ્માંડના પ્રારંભની શોધનું પરિણામ શું આવશે તે પણ પૂર્વનિર્ધારિત હોય, અને એ સર્વવ્યાપી નિયમ જ નક્કી કરશે! વળી એ સર્વવ્યાપી સિદ્ધાંત એવો પણ હોઈ શકે કે જેથી આપણાથી મૂળ વસ્તુ સુધી પહોંચી જ ન શકાય. સિદ્ધાંતે એવી મર્યાદા મૂકી હોય કે માણસજાત અમુક સત્યો કોઈ દિવસ જાણી જ ન શકે.

આ પ્રશ્નનો એક તાર્કિક ઉત્તર ડાર્વિનના કુદરતી પસંદગીના સિદ્ધાંત (Law of natural selection)થી આપી શકાય. જે જીવો પ્રજનન કરીને વસતી વધારે છે, તે બધામાં જીનેટિક વૈવિધ્ય હશે. મતલબ કે થોડી વ્યક્તિઓ પાસે એવી શક્તિ હશે કે જે બ્રહ્માંડનાં આદિ વિષે સાચાં તારણ કાઢી શકે, જ્યારે અન્ય વ્યક્તિઓ એવી શોધ કરવાની વાત તો દૂર, એને સમજી પણ ન શકે. અને એવા લોકોનો નાશ થાય. થોડા જ લોકો પરમ સત્ય જાણીને ભવિષ્યની યોજના બનાવી શકે, પોતાના વંશજોનો બચાવ કરી શકે, પ્રજનન કરે એમની જ વસતી વધી શકે, બાકીના કુદરતી પસંદગીમાં નિષ્ફળ રહે. એટલે એવા બુદ્ધિમાન લોકોના વર્તન અને વિચારોની સમાજ પર અસર વધારે રહે. ભૂતકાળમાં પણ જોયું છે કે બુદ્ધિશક્તિ અને વૈજ્ઞાનિક શોધોને કારણે આપણે બ્રહ્માંડમાં ટકી રહેવા માટેની આપણી તકો વધારી છે.

જોકે, અમુક વૈજ્ઞાનિક શોધોનો માણસની અવળચંડાઈને કારણે દુરુપયોગ પણ થાય, આખી માનવજાતિનો વિનાશ પણ કરી શકાય તેવું થઈ શકે. જેમકે એટમ બોમ્બ અને બાયોકેમિકલ રસાયણો. વળી કોઈ એવી દલીલ પણ કરે કે યુનિફાઈડ ફિલ્ડ થિયરી, સર્વવ્યાપી સિદ્ધાંતની શોધથી કાંઈ આપણા આ બ્રહ્માંડ પર ટકી રહેવાના ચાન્સ વધી જવાના છે? કદાચ હા, કદાચ ના.

❑❑❑

# પ્રયોગખોર શિક્ષકો

☐ નીતિન ઢાઢોદરા

**જે** રીતે જંગલ આદમખોર પ્રાણીઓથી ભરેલું હોય છે, બસ તે જ રીતે એ જમાનામાં અમારી શાળાઓ પ્રયોગખોર શિક્ષકોથી હકડેઠઠ ભરેલી હતી. પણ, જંગલ અને શાળા વચ્ચેનો પાયાનો તફાવત એ હતો કે જંગલમાં ગયા પછી આદમખોર પ્રાણીઓથી બચી જવાની શક્યતા ઘણી વધારે રહેતી જ્યારે શાળામાં ગયા પછી આ પ્રયોગખોર શિક્ષકોથી બચી જવાની શક્યતા ઘણી ઓછી રહેતી! આ પ્રયોગખોર શિક્ષકોએ શિક્ષા ('શિક્ષા'નો એક અર્થ દંડ કે સજા પણ થાય છે) ક્ષેત્રે કેળવણીના જે પ્રશિષ્ટ પ્રયોગો કર્યા હશે તેની કદર કરીને સરકારે જાહેર હિતમાં બદલી કરીને કદાચ અમારી શાળાઓમાં હાજર થવાની ફરજ પાડી હશે તેવું આજે મને સમજાય છે.

કવિ કાલિદાસ રચિત 'કુમારસંભવ'નો જાણીતો શ્લોકાંશ 'शरीरमाद्यं खलु धर्मसाधनम्' એ મારા પ્રયોગખોર શિક્ષકોનો કેળવણીમંત્ર હતો. આ શિક્ષકો શરીરને કેળવણી પ્રાપ્ત કરવાનું પ્રથમ અને પરમ માધ્યમ ગણતા હોવાથી તેઓએ કેળવણી માટે વિદ્યાર્થીના શરીરને કેન્દ્રમાં રાખીને કેટલીક મૌલિક પદ્ધતિઓ-પ્રયુક્તિઓ

નિપજાવી કાઢી હતી. વિદ્યાર્થીઓને વિદ્યા ચડે તે માટે તેઓ નિત્ય નવીન પદ્ધતિઓ અને પ્રયુક્તિઓના અખતરાઓ કરતા રહેતા, જેનાં પરિણામે વિદ્યાર્થીઓ સદાયે ખતરામાં રહેતા! પ્રાથમિકથી માંડીને ઉચ્ચતર માધ્યમિક કક્ષાએ આવા પ્રયોગખોર શિક્ષકોની પદ્ધતિઓ અને પ્રયુક્તિઓનું સ્મરણ કરીને લ્હાણી કરું છું.

વિદ્યાર્થીઓ કેળવણીની કેડીએ આગળ વધે તે માટે મારા પીટી શિક્ષક મુખ્યત્વે *'સટાકા-સબાકા પદ્ધતિ'*નો જ ઉપયોગ કરતા. તેઓ લાકડીને કેળવણીનો એક મહત્ત્વનો આધારસ્તંભ ગણતા હતા. તેથી તેઓ લાકડીનાં બહુવિધ સ્વરૂપો જેવાં કે હોકી, બેટ, સોટી, ગેડીને હાથવગાં જ રાખતાં તેમ જ વિદ્યાર્થીનાં કદ-કાઠી પ્રમાણે આ શૈક્ષણિક સાધનોનો તેના પર પ્રયોગ પણ કરતા! તેઓ શિક્ષણકાર્યમાં 'ચોકસ્ટીક'ને બદલે માત્ર 'સ્ટીક'નો ઉપયોગ કરવાના હિમાયતી હતા. 'Use the rod and educate the child' - તે આ પ્રયોગખોર શિક્ષકનું ધ્યેયવાક્ય હતું. લોટને બરાબર ગૂંદવામાં આવે તો તેના પરિણામ રૂપે ઉત્તમ રોટલીઓ મેળવી શકાય છે તે જ રીતે બરાબર ગૂંદવા કે મસળવામાં આવે તો પરિપાકરૂપે હોંશિયાર વિદ્યાર્થીઓ મેળવી શકાય છે તેવી તેમની ફિલસૂફી હતી. તેઓ માનતા હતા કે જેમ કણસલાંને ધોકાવવાથી દાણા અને અદાણા (ફોતરાં)ને અલગ પાડી શકાય છે તે જ રીતે વિદ્યાર્થીઓને ધોકાવવાથી તેમના શરીરમાંથી વિદ્યાકીય અને અવિદ્યાકીય તત્ત્વોને અલગ પાડી શકાય છે. વિદ્યાર્થીઓ પર હોકી કે બેટનો પ્રયોગ કરવા માટે તેમણે અલાયદી પ્રયોગશાળા બનાવી હતી. તેઓ જ્યારે આ પ્રયોગશાળામાં હોકીનો પ્રયોગભૂમિ પર પડેલા દડા ઉપર કરવાને બદલે વિદ્યાર્થીની પૃષ્ઠભૂમિ પર કરતા અને જે 'કુલાભિનાદ' વર્ગ સુધી પહોંચતો તેની પરોક્ષ અસરરૂપે અન્ય વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસમાં મશગૂલ થઈ જતા. તેઓ માનતા હતા, શિક્ષણ એ તો બાળકોની ખેતી કરતું ક્ષેત્ર છે અને શિક્ષક તેનો ખેડૂત છે. તેથી તેઓ ઘણીવાર 'બાળક'ને 'બળદ' જ માનીને પરોણા (બળદ હાંકવાની અણીદાર ખીલી વાળી લાંબી લાકડી) વડે તેની પરોણાગત કરતા. આ 'પરોણાગત'ની અસર તો પરોણાબાણ વાગ્યાં હોય તે જ જાણે! આકસ્મિક સંજોગોમાં ઉપરોક્ત સાધનો હાથવગાં ન હોય ત્યારે તેઓ વચગાળાની પ્રયુક્તિ તરીકે પોતાના કમરપટ્ટાનો પ્રયોગ પણ કરી લેતા! અને આ 'પટ્ટાપ્રયોગ'થી જે સટાકા અને સબાકા ધ્વનિઓ ઉત્પન્ન થતા તે સાંભળીને વિદ્યાર્થીઓની સાથેસાથે કેટલાક કાચાંપોચાં હૃદયના શિક્ષકો પણ ભણવા બેસી જતા! આ પી.ટી. શિક્ષકના પીટણપ્રયોગોની એટલી પ્રબળ અસર પડેલી કે તેઓ શાળાએ જવા કે ઘરે આવવા નીકળે એટલે શેરીઓમાંથી બાળકો અદૃશ્ય થઈ જતાં.

વિદ્યાને ચોપડીમાંથી ખોપડીમાં

ભરાવવા માટે પ્રાથમિક શાળાના વિજ્ઞાન શિક્ષકે એક મૌલિક પ્રયુક્તિ શોધી કાઢી હતી. જેને કદાચ 'ઉદ્દંડશાસ્ત્ર'માં *'પ્રક્ષેપણ પ્રયુક્તિ'* તરીકે ઓળખવામાં આવે છે. આ પ્રયુક્તિની પૂર્વતૈયારી રૂપે તેઓ વર્ગમાં આવતાવેંત જ બે-ત્રણ ચોકને નાના નાના અંશોમાં વિભાજિત કરી નાખતા. શિક્ષણકાર્ય દરમિયાન જો કોઈ વિદ્યાર્થીનું ધ્યાન આડી-અવળી-ઊભી કે ત્રાંસી જગાએ જાય તો તેઓ તરત જ ટેબલ પર પડેલા સ્થિર ચોકાંશ (ચોકનો અંશ)ને હાથ વડે બળ આપીને વિદ્યાર્થીના મસ્તિષ્ક તરફ પ્રવેગિત કરતા. જેને સાદી ભાષામાં કહીએ તો ટેબલ પર પડેલા ચોકના ટુકડાને ઉઠાવીને વિદ્યાર્થીના માથા પર ઠોકતા. આમ, અજાણી દિશામાંથી અણધારેલા ચોકાંશના બલાઘાતથી વિદ્યાર્થી ચોંકી જતો અને પ્રત્યાઘાતરૂપે વિદ્યાભ્યાસમાં લીન થઈ જતો અથવા તો લીન થઈ જવાનો ઢોંગ રચતો. વર્ગમાં કેટલાક હઠીલા બેધ્યાનપણાનો રોગ ધરાવતા વિદ્યાર્થીઓ પણ જોવા મળતા. જેમના પર પેલા ચોકાંશ પ્રક્ષેપણની અસર બહુ લાંબો સમય રહેતી ન હતી. પણ, જે રીતે દાક્તર હઠીલા રોગોને કાબૂમાં લેવા માટે દરદીને હાઈપાવર ગોળીઓનો ડોઝ આપે તે જ રીતે આવા હઠીલા બેધ્યાનપણાનો ભોગ બનેલા વિદ્યાર્થીઓને કાબૂમાં રાખવા તેઓ ડોઝ વધારીને ચોકના સ્થાને પેન, આંકણી કે ડસ્ટરનો પ્રયોગ કરતા. છતાં, આ પ્રક્ષેપણ પ્રયુક્તિથી બચવા માટે વર્ગના કેટલાક અપવાદરૂપ વિદ્યાર્થીઓએ ખુલ્લી આંખે ઊંઘવાની કળા હસ્તગત કરી લીધી હતી! આવા નમૂનારૂપ વિદ્યાર્થીઓ વર્ગમાં સૌથી વધુ સલામત અને સુરક્ષિત ગણાતા.

માધ્યમિક કક્ષાએ સંસ્કૃત શીખવતા શિક્ષક ફ્રેંચ કેળવણીકાર રુસોના પ્રચંડ ચાહક હતા. રુસો કહેતો હતો કે પ્રકૃતિ તરફ પાછા ફરો (back to nature). તેનાથી પ્રભાવિત થઈને વિદ્યાર્થીઓને વિદ્યા ચડે તે માટે તેમણે પોતીકી *'પ્રાકૃતિક વાતાવરણ સંસર્ગ પદ્ધતિ'*ની ખોજ કરી હતી. તેથી તેઓ ભણવામાં પ્રમાદ કરતા વિદ્યાર્થીને વર્ગમાંથી રુખસદ આપીને શિયાળા, ઉનાળા અને ચોમાસામાં બહાર મેદાનમાં ઊભા રહેવાની ફરજ પાડતા. બહાર ઊભેલો વિદ્યાર્થી શિયાળામાં ઠંડીથી થથરીને શિથિલ થતો, ઉનાળામાં તડકાથી પીગળીને નરમ બનતો અને ચોમાસામાં વરસાદથી ભીંજાઈને પોચો પડી જતો. જે રીતે પોચા પોદળામાં સાંઠીકડું સહેલાઈથી ઘુસાડી શકાય છે તે જ રીતે આ પ્રાકૃતિક સંસર્ગથી પોચા પડેલા વિદ્યાર્થીમાં વિદ્યાને સહેલાઈથી ઘુસાડી શકાય છે તેવો તેમનો શૈક્ષણિક અભિપ્રાય હતો! પ્રાકૃતિક વાતાવરણના સંસર્ગથી વિદ્યાર્થીઓની પંચેન્દ્રિયોને નરમ કરીને વિદ્યાર્થીના મસ્તકમાં વધુ ઝડપથી અને વધુ જથ્થામાં પુસ્તકને ચડાવી શકાય છે તેવી તેમની પૂર્વધારણા હતી. તેથી જ તેમના વર્ગની અંદર બેઠા હોય તેના કરતાં વર્ગની બહાર પ્રાકૃતિક વાતાવરણનો

સંસર્ગ માણનારા વિદ્યાર્થીઓની સંખ્યા વધારે રહેતી! ચાણક્યની જેમ જ તેઓ પણ માનતા હતા કે सुखार्थिनः कुतो विद्या विद्यार्थिनः कुतः सुखम्।.

માધ્યમિક શાળાના ગણિત વિષયના શિક્ષક ઉપરના બધા કરતાં આલા દરજ્જાની કહી શકાય એવી *'ચોંટિયા-ચાવી પ્રયુક્તિ'*નો પ્રયોગ કરતા. તેઓ સંભાવનાનો સિદ્ધાંત કામે લગાડી ભણવામાં ઠાગાઠૈયા કરતા વિદ્યાર્થીને શોધી કાઢતા અને વર્ગની સમક્ષ ૯૦ અંશના ખૂણે ઊભો રાખીને કમરની ડાબી બાજુએ એક ત્રણ ઈંચની ત્રિજ્યા ધરાવતો વિરાટ કદનો ચોંટિયો ભરતા અને પછી આ ભરેલા ચોંટિયાને જ જૂના જમાનાની ઘડિયાળને ચાવી ભરતા હોય તેમ ૩૬૦ અંશ સુધી ઘુમાવતા! જ્યારે વિદ્યાર્થીની કમર ચોંટિયો ભરી શકાય તેવી દળદાર ન હોય તો તેઓ કમરને બદલે કર્ણ (કાન) પર પણ આ ચોંટિયા-ચાવીનો પ્રયોગ કરતા. જે રીતે ચાવી ભરવાથી ઘડિયાળના કાંટામાં પ્રાણનો સંચાર થાય અને ગતિશીલ બને તે જ રીતે આ ચોંટિયાથી ચાવી પામેલા વિદ્યાર્થીમાં પ્રાણનો સંચાર થતો અને તેઓ વિદ્યાપ્રાપ્તિ માટે ગતિશીલ બનતા. આ રીતે ચાવી ભરતી વખતે અમુક નાજુક નમણા વિદ્યાર્થીઓ પાની પર ઊંચા થઈ જતા ને મોં ખોલીને પ્રાણવાયુની પ્રાપ્તિ માટે હવાતિયાં મારવા માંડતા. આ ચોંટિયા-ચાવી પ્રયુક્તિનું નજરોનજર પરિણામ જોનારા વિદ્યાર્થીઓ અગમચેતી રૂપે જ ભણવા માટે તલપાપડ થઈ જતા!

પ્રાથમિક શાળાના મારા એક શિક્ષક મોટે ભાગે બીમાર રહેતા હોવાને કારણે શાળામાં હાજર ઓછા રહેતા અને ઘેરહાજર વધારે રહેતા. જે રીતે ઔષધીને હલાવવાથી તેમાં રહેલાં વિવિધ રસાયણો સંમિશ્રિત થઈને દરદનો નાશ કરે છે તે જ રીતે વિદ્યાર્થીને હલાવવાથી તેનામાં રહેલી આળસ કે નિદ્રાનો નાશ થાય છે તેવી તબીબી વિજ્ઞાન પ્રેરિત તેમની માનસિકતા ઘડાઈ હતી. તેઓ જ્યારે શાળામાં હોય ત્યારે *'કંપન પદ્ધતિ'*ની વિદ્યાર્થીઓ પર અજમાયશ કરતા. આ પદ્ધતિ વડે શિક્ષાકાર્ય કરતી વખતે તેઓ કાંઠલો ખેંચીને વિદ્યાર્થીઓને પ્રમાણમાં ઠીક ઠીક કહી શકાય તેટલા સમય માટે હલાવતા. ઘણીવાર કાંઠલાના વિકલ્પે તેઓ ગાલ કે કાન ખેંચીને વિદ્યાર્થીને હલાવતા. ખરેખર આ પદ્ધતિની અસરથી કંપન પામેલા વિદ્યાર્થીની આંખ, ગાલ અને કાન એમ ત્રણેય ઇન્દ્રિઓ ટામેટાં જેવી લાલ થઈ જતી! વિદ્યાર્થીની આંખ અને નાકમાં રહેલો ઘન કચરો પ્રવાહી સ્વરૂપ ધારણ કરીને વહેવા લાગતો ત્યારે આ પ્રયોગખોર શિક્ષકને લાગતું કે જ્ઞાનને પ્રવેશવાનો મારગ મોકળો થયો છે અને પછી જ વિદ્યાર્થીનો છુટકારો થતો! કંપન પદ્ધતિની લાલિમા પોતાના ચહેરા પર જોવી ન પડે તેવા ભયથી અન્ય વિદ્યાર્થીઓ પણ અધ્યયનમાં સક્રિય થઈ જતા.

ઉચ્ચતર માધ્યમિક શાળાના આચાર્યશ્રી

માનતા હતા કે વિદ્યાર્થીઓની બુદ્ધિ પગની પાનીમાં હોય છે. શ્રેષ્ઠ શિક્ષક તો એ છે કે જે બુદ્ધિનું ઊર્ધ્વગમન કરીને તેને મગજ સુધી ઘસડીને લઈ આવે! વિદ્યાર્થીઓની બુદ્ધિને પાની તરફથી મસ્તક તરફ પ્રવાહિત કરવા માટે તેઓ *'ઊઠક-બેઠક પ્રયુક્તિ'*નો સહારો લેતા. જે રીતે હેન્ડપંપનું હેંડલ ઉપરનીચે કરવાથી ભૂગર્ભમાં રહેલું જળ સપાટી પર ખેંચાઈ આવે છે અને ખળખળ કરતું વહેવા લાગે છે તે જ રીતે વિદ્યાર્થીને ઊઠક-બેઠક કરાવવાથી પગનાં તળિયે પડેલું બુદ્ધિ નામનું તત્ત્વ મગજ સુધી ખેંચી લાવી શકાય છે  તેવું તેમનું શિક્ષણદર્શન હતું. તેઓ વિદ્યાર્થીના ગજા પ્રમાણે પચાસ, સો કે દોઢસો ઊઠક-બેઠક કરાવીને વર્ગમાં બેસવાની પરવાનગી આપતા. ઊઠક-બેઠક પ્રયુક્તિની અસર ઓછી જણાય તો તેઓ માની લેતા કે પગનાં તળિયાંમાં બુદ્ધિ 'જામ' થઈ ગઈ છે! અને તેને ઉખાડવા કે ઓગાળવા માટે વિદ્યાર્થીને પગના અંગૂઠા પકડાવતા જેથી પગનાં તળિયે ચોંટેલી બુદ્ધિ હાથ વાટે ટૂંકો માર્ગ (shortcut) પકડીને મગજ તરફ પ્રયાણ કરી શકે. તેઓ ક્યારેક હાથને પગની નીચેથી પસાર કરીને કાન પકડાવતા જેથી મગજ અને પગનાં તળિયાં વચ્ચેનું અંતર ઓછામાં ઓછું રહે અને બુદ્ધિ ઝડપથી મગજ સુધી પહોંચે. અંગૂઠા પકડેલી સ્થિતિમાં જો વિદ્યાર્થી હલનચલન કરે તો બુદ્ધિ આડે રસ્તે ફંટાઈ જશે તેવો તેમને ભય રહેતો. આ સમસ્યાનો તેમણે રચનાત્મક ઉકેલ શોધી કાઢ્યો હતો. તેઓ પગના અંગૂઠા પકડીને ઊભેલા વિદ્યાર્થીની પીઠ પર ચોક, ડસ્ટર કે આંકણી મૂકીને તે પીઠભ્રષ્ટ ન થાય તે માટેની ચીમકી આપતા. મોટેભાગે આવી સ્થિતિમાં ઊભો રહેતો વિદ્યાર્થી પીઠ પર મૂકેલી સામગ્રીને બચાવવામાં સફળ રહેતો, પણ પોતે લાંબા સમય સુધી આ રીતે ઊભા રહેવામાં નિષ્ફળ જતો!

પણ, અફસોસ એ વાતનો છે કે આજકાલ આવા પ્રયોગખોર શિક્ષકો લુપ્ત થતી પ્રજાતિમાં આવી ગયા છે. શાળાઓમાં આ પ્રકારના પ્રયોગખોર શિક્ષકોની ભારે ખોટ વરતાય છે. આવા પ્રયોગખોર શિક્ષકોના અભાવે વર્તમાન પેઢીને ભણતર ચડતું નથી; તેમના નસીબમાં તો માત્ર આવા પ્રયોગખોર શિક્ષકોના કિસ્સાઓ સાંભળવાનું જ લખ્યું છે. તેથી ભારોભાર વસવસા સાથે ઘણીવાર હું મા સરસ્વતીને પ્રાર્થના કરું છું – 'હે મા, મને મળ્યા એવા પ્રયોગખોર શિક્ષકો સૌને મળજો અને એનું ભણતર ફળજો!' રસી મુકાવવાથી ઊપસી આવતા ચકામાની જેમ જ આવા પ્રયોગખોર શિક્ષકોની નિશાનીઓ શાળાના દરેક વિદ્યાર્થીના શરીર પર જોવા મળતી.  વીર યોદ્ધાની માફક શરીર પર ઊપડેલી કે ઉપસેલી આવી નિશાનીઓને અમારું ભૂષણ ગણતા! ते हि नो दिवसो गताः।

❑❑❑

# દરિયો, કિલ્લો અને સ્ત્રી

☐ માવજી મહેશ્વરી

**સૂ**રજ કિલ્લાની તોતિંગ દીવાલની પાછળ ઊતરી ગયો. રોશને ધીમેથી પાછળ જોયું. પડું પડું થતા નળિયાવાળા મકાનનો પડછાયો આંગણામાં લંબાઈ ગયો હતો. આંગણાની ધૂળમાં ચણતી ચકલીઓને જોઈ તેને થયું આ ચકલીઓ ધૂળમાંથી દાણા કઈ રીતે શોધી લેતી હશે? એકાએક વાયરો આવ્યો. ધૂળની નાની એવી ડમરી ચડી. ચકલીઓ ઊડી ગઈ. ઓટલાના લીંપણ ઉપર કંતાન પાથરી બેઠેલી રોશને ઊડી ગયેલી ચકલીઓને જોવા માથું પાછળ ફેરવ્યું. એક કાગડો મોભારા ઉપર બેસીને કાં કાં કરવા લાગ્યો. રોશનના હોઠ જરા પહોળા થયા અને બિડાઈ ગયા. કાગડો તેને દેખાતો નહોતો. તે કાગડાનો અવાજ સાંભળતી રહી. ત્રણેક છોકરાં તેના આંગણાંમાંથી દોડતાં પસાર થઈ ગયાં. છોકરાંના ગોકીરાથી કાગડો ઊડ્યો અને રોશનની આંખો સામેથી પસાર થઈ ગયો. તેનાથી આંગણાંમાં ઊભેલા લીમડાના સૂકા થડ સામે

અકારણ જોવાઈ ગયું. પહેલાં આ થડ એક લીલું છમરક ઝાડ હતું. વહેલી સવારે એ ઝાડમાં પંખી ભેગાં થતાં અને ફળિયું ગજવી મૂકતાં. પણ ધીમે ધીમે લીમડો સુકાતો ચાલ્યો. લીલું ઝાડ આમ અચાનક કેમ સુકાવા માંડ્યું તે રોશનને સમજાયું નહીં. પહેલા એક એક કરીને પાંદડાં પીળાં પડ્યાં, પછી ડાળખીઓ અને પછી આખોય લીમડો. બાજુવાળા અભુએ કહ્યું કે એના મૂળમાં ઊધઈ લાગી ગઈ છે એ હવે નહીં બચે. ત્યારે રોશનને ધ્રાસકો પડ્યો હતો. તેને થયું આંગણાંમાં એક ઝાડ હતું એય સુકાઈ ગયું? તોય તેણે લીમડાને પાણી પાયે રાખ્યું, રોશનના આંગણાંમાંથી પાછળનાં મકાનો તરફ જવાનો રસ્તો હતો. છોકરાં દોડાદોડી કરતાં રહેતાં. અભુએ જ કહેલું કે ક્યારેક આ ઠૂંઠું કોક ઉપર પડશે. તેણે લીમડાનું બેશાખું થડ કાપી નાખ્યું. ત્યારે રોશન સૂનમૂન આંખે જોઈ રહેલી. તેણે અભુને જમીનસોતું ન કાપવા દીધું. આંગણાંમાં બે ગજનું થડ ખાંભીની જેમ ઊભું રહ્યું. એને ઊંડે ઊંડે એવી આશા હતી કે ક્યારેક લીમડો ફૂટશે. રોશન ઓટલે બેસીને સુકાયેલા થડને જોયા કરતી. ક્યારેક એ થડને પકડીને ઊભી રહી ગઢની તોતિંગ દીવાલોને જોયા કરતી. પૂનમ અને અમાસના દિવસે પાણી છેક ગઢ સુધી આવી જતું. રોશન ધોમડાની ચિચિયારીઓ પરથી જ સમજી જતી કે આજે પૂનમ કે અમાસ છે.

સાંજ પડવા આવી હતી. લાલ મરચાંના વઘારની સુગંધ તેના નાકમાં ગઈ. પાછળ રહેતી કરીમાબાઈની વહુએ કદાચ વઘાર કર્યો હતો. કરીમાબાઈ તેની વહુની રસોઈનાં વખાણ કરતી. ક્યારેક તે વઘારેલી માછલી આપી જતી. થાળીમાં પડેલી માછલીની ખુલ્લી આંખો જોઈને રોશન ગુમસૂમ થઈ જતી. તેને લાગતું કે અચાનક કિલ્લાની તોતિંગ દીવાલો પાડી દઈને દરિયો તેના આંગણાં સુધી આવી ગયો છે. તે થાળી બહાર મૂકી દેતી. કોઈ કાગડો થાળીમાં ઝાપટ મારી માછલી ઉપાડી જતો. ધીમે ધીમે માછલીને જોતાં જ તેને મૂંઝારો થવા લાગ્યો. તેણે છેલ્લે માછલી ખાવાનું જ બંધ કરી દીધું. જ્યારે કરીમાબાઈને ખબર પડી ત્યારે તેણે કહેલું – 'લે મુરખીબાઈ છો સાવ. માછલી તો આપણો ધંધો છે. એના ઉપર આપણું ગુજરાન હાલે છે. માછલી વગર આપણે જીવીએ કેમ?'

રોશન દિવસે કંતાન પાથરી ઓટલા ઉપર બેસી રહેતી. નવી નવી આવેલી વહુઆરુઓ એકલી રહેતી રોશન વિશે પોતાની સાસુઓને પૂછતી. પછી જરા આંખો પહોળી કરતી અને ભૂલી જતી. પણ રોશન કશું ભૂલી નહોતી. તે રોજ ધીમે ધીમે ગઢની દીવાલ સુધી જતી. કિલ્લાની દીવાલો જર્જરિત થઈ ગઈ હતી. આથમણું નાકું ધરાશાયી થઈ

ગયું હતું. નાકાની કમાનો નીકળી ગઈ હતી. પગથિયાંના પથ્થર લોકો ઉપાડી ગયા હતા. રોશન તૂટેલા નાકાના એકાદ પથ્થર પર બેસી દરિયાનાં પાણી સામે જોઈ રહેતી. દૂર સુધી પથરાયેલી જળરાશિમાં ઊઠતી લહેરોને જોઈને તેને થતું કે એ લહેરો નજીક આવશે, સાવ નજીક. અચાનક જ લહેરો વચ્ચેથી કોઈ બહાર આવશે. તે ભીંજાયેલા વાળને ઝાટકો આપી જોરથી હસી પડશે. એની છાતી પરના વાળના ગુચ્છા ભીંજાઈને ચામડી સાથે ચોંટી ગયા હશે. ગળામાં પહેરેલા તાંબાના માદળિયામાં પાણીનું ટીપું નીચે પડવાની વાટ જોતું હશે. એ વખતે અચાનક જ ફળિયાની કોઈ સ્ત્રી આવતી અને રોશનનું બાવડું પકડી બબડતી બબડતી તેના ઘર તરફ લઈ જતી. રાત પડતી. વિશાળ કિલ્લા વચ્ચે વસેલાં થોડાંક ઘરનાં આંગણાં પુરુષોના ભારે અવાજથી ગાજતાં અને તે પછી સૌનાં બારણાં વસાઈ જતાં. રોશનના ઊંબરા ઉપર દરિયો માથું પછાડતો રહેતો. ક્યારે સવાર પડે છે, ક્યારે સાંજ પડે છે અને ક્યારે આખોય કિલ્લો રાતની કાળી ચાદર હેઠાળ ઢંકાઈ જાય છે તેની ખબર રહેતી નહીં. આસપાસ રહેતા પુરુષો માને છે કે કદાચ રોશન ગાંડી થઈ જશે. જ્યારે સ્ત્રીઓ કહે છે કે છપ્પરપગી છે. રોશનના કાન બધું જ સાંભળી રહે છે. સુલેમાનનો છોકરો વૈયલ પસાર થયો. રોશન જરાક મલકી. તેણે ઇશારાથી વૈયલને પોતાની બાજુમાં બેસવાનું કહ્યું. વૈયલે ખભે રાખેલી જાળ ઓટલા ઉપર મૂકીને રોશન સામે ઊભડક પગે બેસી જતાં કહ્યું - 'કાકી ભૂખ નથી લાગી?'

નાના બાળકની જેમ રોશને નકારમાં માથું ધુણાવતાં કહ્યું - 'કાં આજે બધા ઘેર દેખાય છે?'

વૈયલે રોશનની આંખોમાં આંખ નાખતાં કહ્યું - 'કાકી લાગે છે દરિયો નારાજ છે. બાપા તો બે દિવસ પહેલાં જ કહેતા હતા કે દરિયાનો રંગ સારો લાગતો નથી. કદાચ તોફાન આવશે. બધા મછવા પાછા વળ્યા છે.'

રોશનની કીકીમાં જરા ચમક દેખાઈ. તેના હોઠ ધ્રૂજ્યા. તેને લાગ્યું જાણે તેની નસોમાં સળવળાટ થઈ રહ્યો છે. તેણે જરા નમીને કહ્યું - 'તોફાન આવવાનું હોય ત્યારે પાણી કેવું બરફની પાટ બની જાય નહીં? જાણે દરિયામાં જીવ જ ન હોય. પછી અચાનક એના પેટાળનો રાખસસ જાગે અને ગઢને પાડી દેવો હોય એમ ડુંગર જેવડી લેરું ઊઠે. તારો કાકા મને એમ કહેતો.'

વૈયલને લાગ્યું કે અત્યારે રોશનના શરીરમાં દરિયો ભરાયો છે. તેણે કહ્યું - 'કોઈ કામ હોય તો મને કહેજે હોં ને? તને ખબર છે મને દરિયે પહેલીવાર મામદકાકા લઈ ગયા હતા?'

'તું મને દરિયે લઈ જઈશ? મને તો એ કોર કોઈ જવા જ દેતું નથી.

બધાને એમ કે દરિયો મને ખાઈ જશે.'

'કાકી રાતે એ બાજુ ન જવાય. હવે શરીફાને મોકલું છું. આજે તેણે મસ્ત ખારીભાત બનાવી હશે. સવારે હું એને કહીને ગયો હતો.'

રોશન ચાલ્યા જતા વૈયલની માંસલ પીઠને જોતી રહી. તેના કાન દરિયા તરફ લંબાયા. મોડી મોડી ધોમડાની ચિચિયારીઓ સંભળાતી હતી. તેણે વિચાર્યું દરિયાનાં પાણી કેશરી થઈ ગયાં હશે. કદાચ કોઈ એકલદોકલ હોડી ક્ષિતિજની સમાંતરે કાળા ટપકા જેવી દેખાતી હશે. થોડીવાર પછી આખાય ગામ ઉપર અંધારાની કાળી ચાદર પથરાઈ જશે. ગઢની પાછળ ઘેરા રવે રોતો દરિયો સવાર સુધી કિનારા સાથે માથું પછાડ્યા કરશે. રોશનને થયું કે તે પડું પડું થતી ગઢની પહોળી દીવાલ ઉપર ચડીને આથમણી દિશાને જોયા કરે. ભલે રાત પડી જાય. અંધારું થઈ જાય, આકાશમાં તારાનો મેળો ભરાય, દીવાદાંડીના શેરડામાં દરિયાનાં પાણી ઘડીક દેખાય અને અલોપ થઈ જાય. બસ એ જોયા કરે. રાત ખૂટે જ નહીં, સૂરજ ઊગે જ નહીં. અજવાળું થાય જ નહીં.

કિલ્લાની અંદર વસેલા ગામમાં તે પરણીને આવી ત્યારે તેને નવાઈ લાગતી હતી. તેને થતું કે આવડો મોટો કિલ્લો ક્યારે બાંધી લીધો હશે? બહારથી જોનારને એવું લાગે કિલ્લાની અંદર ગામ કેવડુંય મોટું હશે. પણ અંદર જાણે ભેંકાર. ચોમેર જંગલી ઝાડી અને ખંડેરો. ધસી પડેલી સુંદર બાંધણીવાળી મેડીઓના અવશેષો આમતેમ રઝળે. વિશાળ કિલ્લાની વચ્ચે માંડ ત્રીસેક ઘર. આસપાસ રહેતી સ્ત્રીઓની પરવા કર્યા વગર તે ખરા બપોરે નીકળી પડતી. ગઢની ધારેધારે ચાલતી. ક્યારેક ગઢની દીવાલો ઉપર ચડીને દૂર દૂર જોયા કરતી. તેના યુવાન હૈયામાં તોફાન જાગતું. ફળિયાની સ્ત્રીઓ મામદને ફરિયાદ કરતી – 'છોરા તારી બાયડીનું માથું ઠેકાણે નથી. આખાય ગઢમાં રખડે છે. ટાણે-કટાણે ગઢની દીવાલો ઉપર ચડે છે. એને ખબર નથી કે આ ઝાંખો પટ્ટ છે. જો ક્યારેક ઝપટમાં આવી ગઈને તો પછી સાચવજે ગાંડીને.' પણ મામદને ખબર કે રોશન પંખી જેવી છે. તેનું શરીર યુવાન થયું છે, મન તો હજુ નાની છોકરી જેવું છે. તે હસીને કહેતો - 'આપણાં ગામમાં કોઈ ગાંડી સ્ત્રી નથી, એકાદ ગાંડી પણ જોઈશે ને?' રોશન હતી જ એવી. બોલતી હોય ત્યારે એની આંખો ચકળ-વકળ થાય. વાત વાતમાં જોરથી હસી પડે. દોડતી હોય એમ જ ચાલે. કોઈ મોટેરા સામે મળે તો માથે ઓઢવાનું ભૂલી જાય, એ જોઈને કોઈ સ્ત્રી ટોકે તો હોઠ વંકાવે. એ પરણીને આવી પછી નાની એવી વસતીની ડોશીઓને વાતોનો વિષય મળી રહ્યો હતો.

લગ્ન પછી તેની મા અવારનવાર બળાપો કાઢતી - 'તારા ગામમાં ધૂળ ને દરિયાનાં ખારાં પાણી સિવાય બીજું છેય શું? તારા બાપાની જિદ્દ સામે મારું ન ચાલ્યું. નહીંતર આવા ઉજ્જડ ગામમાં મારી સોના જેવી દીકરી કદીય ન દેત.' માની વાતો સંભાળીને રોશન હસી પડતાં કહેતી - 'મા તને ખબર છે કિલ્લામાં તો રાજાઓ અને રાણીઓ રહે. જો તો ખરી અહીં કેટલી શાંતિ છે. ન કોઈ અવાજ, ન કોઈ કજિયા, તું બે ચાર દી રહી જા. રાતે આપણે કિલ્લાની પાછળ જશું. સાંજે દરિયો એવો રૂપાળો લાગે ને. તને ખબર છે રાતે ગઢ ઉપરથી કરાચીની બત્તીઓ દેખાય છે?'

રોશનની મા કોઈ કિશોરીને જોતી હોય તેમ કહેતી - 'તું ગાંડી થઈ ગઈ છે. મને તો નવાઈ લાગે છે કે વસતીથી ગાજતા માવતરના ગામમાંથી અહીં આવીને તને કંટાળો નથી આવતો? બત્તીઓમાં શું જોવાનું? એ કરાચીની હોય કે કોટડાની.' મા ત્રણ દિવસ રોકાવાનું કહેતી, પણ બીજા જ દિવસે ચાલી જતી. જતી વખતે ગઢને નાકે ઊભી રહીને સલાહ દેતી – 'જો રોશન જમાઈને સમજાવીને આ ભૂતિયું ગામ છોડી આપણા ગામમાં રહેવા આવી જાઓ. જો તો ખરી ક્યાંય પંખી પણ ઊડતું દેખાય છે? આવાં ગામમાં આખી જમાર ન નીકળે.' રોશનને ત્યારે હસવું આવતું. તે મનોમન કહેતી, મા તને શું ખબર પડે કે અહીં શું છે. આ ગઢ, દૂર દૂર દેખાતું રણ, દરિયાનો રવ, કેરડાંમાં સંતાયેલાં પંખી, ગઢ જેવો મારો ધણી અને તેની નસોમાં ઘૂઘવતો દરિયો.

રોશન દરિયા અને ગઢ પાછળ ગાંડી હતી. સવારે મછવા ઊપડે પછી જાણે ગામ ખાલી થઈ જાય. વિશાળ કિલ્લા વચ્ચે સ્ત્રીઓ અને છોકરાં જ. ગઢના ઉગમણે ખૂણે નિશાળનું નાનું એક મકાન. ગામના થોડાંક છોકરાં મરજી પડે તો જાય. ક્યારેક એ તરફથી આંક ગોખાવાનો સમૂહ અવાજ આવે. એના સિવાય આખો દિવસ કિલ્લામાં સૂનકાર પથરાયેલો રહે. મોડી સાંજે મછવા પાછા વળે. થોડા સમય માટે ગામ ગાજતું થઈ જાય. બીડીના ધુમાડા અને માછલીના ધમધમાટ વઘારની સુગંધ એકમેકમાં ભળી જાય. માછીમારી કરીને પાછા આવેલા પુરુષોનાં માંસલ અંગોમાંથી દરિયો નીતરતો હોય. રોશન રાતે મામદના વાંકડિયા વાળમાં દરિયો સૂંઘે. ખાટલા ઉપર સૂતેલા મામદની પડખે બેસી તેનાં કસાયેલાં બાવડાં ઉપર હાથ ફેરવતાં કહે - 'મને કોઈક દિવસ તમારી સાથે લઈ જાવ ને. મારે દૂર દરિયામાંથી આપણા ગામનો કિલ્લો જોવો છે. કેવો લાગતો હશે નહીં?' રોશનની ચમકતી આંખો અને રગે રગમાં વહેતા દરિયાનો ઘૂઘવાટ જોઈ મામદ હસી પડતા કહેતો - 'તું ગાંડી છો. તમારાથી દરિયો ન

ખેડાય. બાઈમાણસ દરિયાનાં ડરામણાં મોજાંઓ જોઈને ફાટી પડે.'

રોશન મીઠો છણકો કરતાં કહે - 'એમ? લઈ જાવ તો ખબર પડે કે દરિયો ખેડાય કે નહીં.'

અચાનક એક દિવસ દરિયો ગઢથી ખૂબ દૂર ચાલ્યો ગયો. ક્યાંય સુધી રેતી પાધરી થઈ ગઈ. દરિયેથી પાછા આવેલા માણસોએ કહ્યું કે મામદનો મછવો અમે જતો જોયો છે, વળતો જોયો નથી. તે રાતે તોફાન આવ્યું. દરિયો છેક નાકાનાં છેલ્લા પગથિયા સુધી પહોંચી આવ્યો. થોડીક સ્ત્રીઓ મોડી રાત સુધી રોશન પાસે બેસીને જાત જાતના દિલાસા આપતી રહી. કંદિલના આછા અજવાસમાં એકલી પડેલી રોશનનું હૈયું પાણી બહાર કાઢેલી માછલીની જેમ પછડાટો ખાતું રહ્યું. પાછલી રાતે એકાએક વીજળી થવા માંડી. તેને પોતાનામાંથી બીજી એક રોશન બહાર દોડી જતી દેખાઈ. વહેલી સવારે તે કોઈને કહ્યા વગર દરિયા કાંઠે ચાલી ગઈ. ઊછળી ઊછળીને થાકી ગયેલો દરિયો શાંત થઈ ગયો હતો. મામદ અને તેનો મછવો ગુમ થયાની વાત દિવસો સુધી ચર્ચાતી રહી. કોઈએ એવું પણ કહ્યું કે – 'મામદ જો પાકિસ્તાની મરીનના હાથમાં આવી ગયો હશે તો એ છોડશે નહીં.' રોશનના ચિત્તમાં એ શબ્દો છપાઈ ગયા. ધીમે ધીમે આંખોમાં ઊછળતો દરિયો રણમાં


## 'નવનીત-સમર્પણ'માં જાહેરખબર

જીવન, સંસ્કાર અને સાહિત્યના સામયિક તરીકે 'નવનીત સમર્પણ' શુભ અને સુંદર વિચારોનો પ્રસાર કરે છે તે આપ સૌ જાણો છો. ભારતીય સંસ્કૃતિનાં શાશ્વત મૂલ્યોના જતન-સંવર્ધન સાથે જીવનના આધુનિક પ્રવાહોનું સન્માન કરતા આ સામયિકમાં જાહેરખબર મોકલી આ ઉમદા કાર્યમાં સહભાગી થઈ શકો છો.

**જાહેરખબરના દર આ પ્રમાણે છેઃ**

**જાહેરખબરના દર**

| | |
|---|---|
| આખું પાનું (Colour) | રૂ. 9,000/- |
| આખું પાનું B/W | રૂ. 5,000/- |
| અડધું પાનું (Colour) | રૂ. 5,000/- |
| અડધું પાનું B/W | રૂ. 3,000/- |
| બીજું/ત્રીજું મુખપૃષ્ઠ (4 Colours) | રૂ. 11,000/- |
| પાછલું મુખપૃષ્ઠ | રૂ. 12,000/- |

**અન્ય વિગતો :**

**આખું પાનું**

કુલ સાઈઝ 19.5 સે.મી. X 13.5 સે.મી.
પ્રિન્ટ એરિયા 15.5 સે.મી. X 10.5 સે.મી.

**અડધું પાનું**

આડું પાનું 8.0 સે.મી. X 10.5 સે.મી.
ઊભું પાનું 15.5 સે.મી. X 5 સે.મી.
બ્રોમાઈડ, આર્ટપુલ, આર્ટવર્ક B/W જા.ખ. માટે 4 કલરની (રંગીન જા.ખ. માટે), સી.ડી.
છાપકામઃ કાગળની જાત ઉપર

ફેરવાઈ ગયો. રોશનના કાન ગઢની દીવાલોમાં ચોંટી ગયા. દરિયો ઘૂઘવતો રહ્યો. મામદ આજ આવે, કાલ આવેની રાહ જોતી રોશન રોજ ગઢની દીવાલો પાછળ ઘેરા રવે ગાજતા દરિયાનો કરુણ રવ સાંભળતી રહી. ગઢની દીવાલો દિવસે દિવસે જર્જર થતી રહી. નાકું પડી ગયું. દરિયો અનેકવાર પગથિયાં ઉપર માથાં પછાડીને પાછો વળી ગયો. રોશનનાં માવતર અને મામદનો પરિવાર સમજાવીને થાક્યો પણ રોશનને દરિયાના રવ સિવાય કશું સંભળાતું નહોતું. નાનકડી વસતીમાં રોશન ચર્ચાનું કેન્દ્ર બની ગઈ. રોશનનાં મા-બાપ મહિનામાં એકાદ વાર આવતાં, તેની મા વિનવણી કરતી, પણ રોશન ન રડતી કે ન તો મા-બાપની વાતો સ્વીકારતી. તેનાં મા-બાપ નિરાશ થઈને ચાલ્યાં જતાં. ધીમે ધીમે રોશન વિશે જાત જાતની વાતો થવા માંડી. એકાદ બે ડોશીઓએ તો કહી પણ દીધું – 'એ છોરી અપશુકનિયાળ છે. ગામમાંથી જલદી જાય તો સારું.' રોશનને બધી જ ખબર પડતી. તે કશું બોલતી નહીં. આથમણે નાકે બેસી દરિયાને જોયા કરતી. એને લાગતું કે દરિયો સામે આવે. તે દોડીને દરિયાને ભેટી પડે. ગઢને સમાંતર કેટલાંક જૂનાં હોડકાં બાંધેલાં પડ્યાં રહેતાં. એના માલિકો ક્યારેક એનો ઉપયોગ કરતા. રોશન હોડકાંને જોતી અને તેની નસોમાં દરિયો ઘૂઘવાટ કરતો રહેતો. સ્ત્રીઓએ રોશનને બોલાવવાનું ઓછું કરી નાખ્યું હતું. એક વૈયલ હતો જે આવતાં જતાં કાકી કેમ છો એટલું જરૂર કહેતો. ક્યારેક તેની પાસે બેસતો. આજે રોશનના કાનમાં વૈયલના શબ્દો જીવડાંની જેમ ફરતા હતા.

વૈયલની ઘરવાળી આપી ગઈ હતી એ ખારીભાત ક્યારનીય ઠરી ગઈ હતી. રોશનને વૈયલના શબ્દો યાદ આવતા હતા. મધરાતે તે ઊભી થઈ. પોતાના ઘરનાં ખુલ્લાં બારણાં સામે જોયું અને ધીમેથી પગ ઉપાડ્યા. રસ્તા વચ્ચે સૂતેલા કૂતરાએ કાન ઊંચા કર્યા અને ઢાળી દીધા. ચોમેર સૂનકાર હતો. વિશાળ કિલ્લાની દીવાલ ડરામણી લાગતી હતી. તે બરાબર કિલ્લાના નાકા વચ્ચે ઊભી હતી. તેની પીઠ પાછળ ગામ હતું અને આંખો સામે દરિયો. આસપાસથી દરિયાઈ પક્ષીઓના આછા અવાજ આવતા હતા. તેણે પગથિયાં ઊતરીને દરિયા તરફ જવા માંડ્યું. પગને સુંવાળી ઠંડી રેતનો સ્પર્શ થયો. સાવ ધીમી લહેરો સામે તે તપ કરવા બેસી ગયેલી કોઈ જોગણની જેમ પલાંઠી વાળીને બેસી ગઈ. રોશન અંધકાર નીચે પથરાયેલા દરિયાનાં પાણીને એકીટશે જોઈ રહી. તેના કાન પ્રતિક્ષણે મોજાંઓનો ઘૂઘવાટ સાંભળવા તરસી રહ્યા. તેને એવુંય લાગતું કે દરિયો ધીમે ધીમે કિલ્લાની

નજીક આવી રહ્યો છે. પણ દરિયાની લહેરો તેનાથી દૂર જ રહી. તે વાટ જોઈ રહી કે ક્યારે દરિયાના પેટાળમાં વલોણું શરૂ થાય, ક્યારે ઘૂઘવાટ કરતાં મોજાં ઊછળે, ક્યારે એ મોજાં તેને આખીય ઢાંકી દે. રોશન આખી રાત દરિયા સામે જોતી રહી પણ એવું કશું ન થયું જે તેણે વિચાર્યું હતું. વહેલી સવારે આવી ચડેલા ધોમડાનાં ટોળાંએ કાંઠો ગજવી મૂક્યો. આછા અજવાશમાં દેખાતા દરિયાને જોઈ તેને થયું જાણે તે દરિયા સામે નહીં કોઈ તળાવ સામે બેઠી છે. તેના હોઠ ઉપર વ્યંગભર્યું સ્મિત ફરક્યું.

'કાકી...' ગઢની દીવાલોમાં અથડાઈને વૈયલનો અવાજ તેના કાન સુધી આવ્યો. તેણે પાછળ ફરીને જોયું. નાકાનાં પગથિયાં પરથી વૈયલે દોટ મૂકી હતી. તે દરિયા સામે એક તુચ્છકારભરી નજર નાખી ઊભી થઈ. રેતી ખૂંદતાં દોડતાં આવતા વૈયલે જરા કંપતા અવાજે કહ્યું - 'કાકી તારા ઘરનાં કમાડ ખુલ્લાં હતાં. કંદિલ ઓલવાઈ ગયું હતું. મને બીક લાગી. તું આટલી વહેલી અહીં કેમ આવી છો?'

'તું કેમ આવ્યો છો વહેલો વહેલો એ કહે તો?'

'હું તો મછવો કાઢું છું. સારું થયું તોફાન ન આવ્યું.'

'બી ગયો ડરપોક... સામે ન આવ્યો ચાલ મછવો કાઢ. જોઉં તો ખરી કે એની છાતી પર પગ મૂકવાની કેવી મજા છે. હું ક્યાં સુધી ગામની ગાળો ખાતી રહીશ વૈયલ? મારે નવો ચીલો પાડવો છે વૈયલ.'

વૈયલ વિસ્ફારિત આંખે રોશન સામે જોઈ રહ્યો. રોશનના શરીરમાં જાણે તોફાન ભરાયું હતું. કોઈ વેર વાળતી હોય તેમ તેણે ઓઢણી કમરે બાંધી અને મછવામાં પગ મૂક્યો. વહેલી સવારના દરિયાના શાંત પાણી ઉપર સરતો મછવો દૂર નીકળી ગયો. રોશન કમર ઉપર હાથ મૂકીને કિલ્લા સામે જોઈ રહી હતી. કિલ્લો જાણે કોઈ રમકડું હોય એવો લાગતો હતો. તે મનોમન બોલી - મામદ તું ભલે કહેતો કે બાઈમાણસથી દરિયો ન ખેડાય. પણ જોજે આ દરિયા ઉપર તારી રોશનનો મછવો તરતો હશે. તેણે દરિયાની લહેરો ઉપર નજરો ફેરવી દરિયાને સ્મિત આપ્યું. તે સાથે જ એક માછલી ઊછળીને તેના પગ પાસે પડી. આ જોઈને વૈયલે કહ્યું - 'કાકી એ બરકતનો માલ કહેવાય. દરિયો રાજી થયો છે. ઉપાડ અને મરી જાય તે પહેલાં પાછી પાણીમાં ફેંકી દે.'

રોશને તરફડી રહેલી માછલી હાથમાં લઈ સૂંઘી અને પાણીમાં ઘા કર્યો.

વૈયલ જાળ ખોલતો હતો. તે વૈયલને જાળ ખોલવામાં મદદ કરવા લાગી. દૂર ઊભેલો કિલ્લો અને ચોમેર ફેલાયેલો દરિયો રોશનને જોઈ રહ્યા હતા.

❑❑❑

(૧૬ ઑગસ્ટ ૧૯૪૮ - ૧૫ મે ૨૦૨૧)

# ભરત દવે – બહુ આયામી વ્યક્તિત્વ

☐ મુનિ દવે

**ભ**રત દવે એટલે ઉચ્ચ કોટીના નાટ્યવિદ, ટીવી પ્રોડ્યુસર, અભિનેતા, દિગ્દર્શક, ચિંતક, લેખક, સંગીતજ્ઞ, ગાયક, ચિત્રકાર, વક્તા, નાટ્યશિક્ષક અને કલાના રસજ્ઞ. યુ ટ્યુબ પર રહેલાં તેમનાં પ્રવચનો સાંભળો તો ખ્યાલ આવે કે તેમનું વાંચન કેટલું વિશાળ હતું. સાંપ્રત સમસ્યાઓ પ્રત્યે એ બહુ સંવેદનશીલ હતા અને તેના કારણે તેમના પ્રતિભાવો લખાણ અને પ્રવચનો દ્વારા બેધડક રજૂ કરતા રહેતા. ૧૫મી મેએ તેમણે જીવનના રંગમંચ પરથી એક્ઝિટ લીધી.

ભરતભાઈ નાનપણથી નાટકોના શોખીન. સ્કૂલમાં હતા ત્યારથી નાટકો કરવા માંડેલાં. ત્યારથી લખવાનો

અને ગાવાનો શોખ વિકસવા માંડેલો. કોલેજમાં ગયા ત્યારે મિત્રો સાથે મળીને જામનગરમાં 'નાટ્યસંગમ' નામની સંસ્થા કરેલી જેના ઉપક્રમે શિવકુમાર જોશીનું એક નાટક પણ ભજવેલું.

બી.એ. થઈ ગયા પછી ઇચ્છા હતી કે નાટકમાં આગળ વધે. પણ પિતાજી ગાંધી વિચારના આગ્રહી અને આદર્શવાદી, એટલે એવું માને કે નાટકની દુનિયા લપસણી કહેવાય. એમાં ચારિત્ર્યની જાળવણી આકરી પડે, એટલે રજા ન મળી. આ સાથે એવો વિચાર પણ ખરો કે તે વ્યવસ્થિત ભણી લે પછી જે કરવું હોય તે કરે. અમદાવાદ આવી એમ.એ. કર્યું. ભણ્યા પછી જામનગર પાછા આવ્યા. થોડાક મહિના અધ્યાપક તરીકે નોકરી કરી. પણ તે દરમિયાન પિતાજીને ખબર પડી ગઈ કે હવે એ ઝાલ્યો ઝલાય તેમ નથી. એથી મુંબઈ જવાની છૂટ આપી. મુંબઈમાં દૂરના પિતરાઈ ભાઈ વિષ્ણુકુમાર વ્યાસનું ગુજરાતી નાટકો અને ફિલ્મોમાં મોટું નામ. તેમણે પોતાને ઘરે બોલાવી લીધા. વિષ્ણુભાઈએ પિતાજીને આશ્વાસન આપ્યું કે ''તમે ચિંતા ન કરો, ભરતનું હું ધ્યાન રાખીશ.''

મુંબઈમાં વિષ્ણુભાઈએ ત્યાંની નાટ્યપ્રવૃત્તિઓ અને નાટ્યકારોનો પરિચય કરાવ્યો. આર્થિક રીતે સધ્ધર કરવા દૂરદર્શન પર નોકરી અપાવી દીધી. તેને કારણે સંગીત, ફિલ્મ, નાટકનાં ક્ષેત્રના બહુ બધા અગ્રણી કલાકારોને નજીકથી જોયા, અનુભવ્યા, તેમના ગુણદોષો જોયા, અને તેમની કલાઓને માણી. એ પછી દિલ્હીની નેશનલ સ્કૂલ ઓફ ડ્રામામાં પ્રવેશ મેળવ્યો. દિલ્હીમાં નિવાસ દરમિયાન ગાંધર્વ મહાવિદ્યાલયમાં સંગીતના વર્ગો ભર્યા. દિલ્હી રેડિયો સ્ટેશનના એપ્રૂવ્ડ આર્ટિસ્ટ બન્યા. સંસ્થાના વડા ઈબ્રાહિમ અલ્કાઝીએ તેને વધુ ચિત્રો કરવા પ્રેર્યા અને તે માટે સંસ્થા તરફથી ઓઇલ કલર લાવી આપ્યા. સંસ્થાની લાઇબ્રેરીનો ભરપૂર ઉપયોગ કરીને ભારત સહિત દુનિયાભરનાં નાટકો વાંચ્યાં. ત્રણ વર્ષે દિગ્દર્શનમાં વિશેષતા સાથે, શિક્ષિત નાટ્યકાર તરીકે, નાટકના બહોળા જ્ઞાન સાથે બહાર પડ્યા અને અમદાવાદમાં સ્થાયી થયા. અલ્કાઝી સાહેબની કાર્યપદ્ધતિ ને નાટક પ્રત્યેની નિષ્ઠાને બરાબર સમજી અને પચાવી.

સૌ પ્રથમ દર્પણના ઉપક્રમે ફ્રેંચ નાટ્યલેખક મોલિયેરના નાટકનું પોતે કરેલું ગુજરાતી રૂપાંતર 'વાહ વાહ રે મૈં' ભજવ્યું, અને પછી સ્વતંત્રપણે બ્રિટિશ નાટ્યલેખક ટોમ સ્ટોપાર્ડ લિખિત 'આલ્બટ્ર્સ બ્રીજ' ભજવ્યું. આ નાટકોએ અમદાવાદના બુદ્ધિજીવીઓ, લેખકો અને નાટકોના શોખીન યુવાનોમાં ભારે રોમાંચ પેદા કરેલો, કે આવાં પણ નાટકો હોય? આવી રીતે ભજવાય? ત્યાં સુધી અમદાવાદમાં જે નાટકો ભજવાતાં તેમાં મજબૂત સ્ક્રિપ્ટ અને

ત્રણ એકાંકીઓના કલાકારો: અનંગ દેસાઈ, અન્નપૂર્ણા શુક્લ, મકરંદ શુક્લ, રાજુ બારોટ અને ભરત દવે

વેશભૂષા જ માત્ર મહત્ત્વનાં રહેતાં. હવે તેમાં સેટ-ડિઝાઈન, પ્રકાશ-આયોજન, દિગ્દર્શકની વિશિષ્ટ સૂઝ, કથાને અનુરૂપ વસ્ત્રપરિધાન, પાર્શ્વસંગીત વગેરે ઉમેરાયાં. તે બધાના યોગ્ય સંયોજન દ્વારા નાટકની જે અસર ઊભી થતી તે પ્રેક્ષકો માટે નવીન હતી.

પછી ભરતભાઈએ તેમના દિલ્હીના સ્નાતકો - રાજુ બારોટ, દિલીપ શાહ અને અન્ય નાટ્યરસિક મિત્રો સાથે 'સપ્તસિંધુ' નામની સંસ્થા શરૂ કરી. તેના નેજા હેઠળ કેટલાંક ઉત્તમ નાટકો ભજવ્યાં. સૌ પ્રથમ તેમણે શ્રીકાંત શાહ લિખિત બે એકાંકીઓ, 'એક ટીપું સૂરજનું' અને 'એકાંતની અડોઅડ' ભજવ્યાં. પછી અમદાવાદમાં પહેલીવાર કોઈ એક લેખક (શ્રીકાંત શાહ)નાં સાત એકાંકીઓ (micro plays - ૧૦-૧૫ મિનિટનાં) એક સાથે ભજવ્યાં. જેમાં ભરતભાઈએ રાજુ બારોટ, નિમેષ દેસાઈ જેવા વિવિધ દિગ્દર્શકોને સામેલ કર્યા. પાલડીની એક શાળાના વિદ્યાર્થીઓ સાથે એક નાટક શાળાની અગાશીમાં ભજવ્યું. અને શ્રીકાંતભાઈનું જ એક ત્રિઅંકી નાટક 'બાલ્કનીમાંથી દેખાતું આકાશ' અમદાવાદ ઉપરાંત લખનઉમાં ભજવ્યું.

વિઝ્યુઅલ આર્ટ સેન્ટરમાં કેટલાંક નાટકો ભજવ્યાં. ત્યાં શ્રીકાંત શાહનાં બે એકાંકીઓ ભજવ્યાં અને ટાગોર લિખિત અને કરસનદાસ માણેક અનુવાદિત 'મુક્તધારા'ની ત્રીસેક જેટલા કલાકારો સાથે સંગીતમય રજૂઆત કરી. જયશંકર સુંદરી હોલમાં રશિયન લેખક ગોગોલ લિખિત અને ભરતભાઈએ અનુવાદ કરેલું 'પોલંપોલ'

ભજવ્યું. એન.એસ.ડી.ની રેપર્ટરીના કલાકારો સાથે 'ગિલોટીનકી ગોટી' અને 'મેના ગુર્જરી' ભજવેલાં.

ભરતભાઈએ તેમનું અત્યંત મહત્ત્વાકાંક્ષી નાટક ચં.ચી. મહેતા દ્વારા પદ્યમાં લિખિત સંવાદો સાથેનું નાટક 'મદીરા' ભજવ્યું. એ માટે કલાકારોની ગ્રીક ટ્રેજેડી અને ગ્રીક થિયેટરની સમજ વધે તે માટે એક વ્યાખ્યાનમાળા યોજી જેમાં એન.એસ.ડી.ના સેટ ડિઝાઈનના નિવૃત્ત પ્રાધ્યાપક ગોવર્ધન પંચાલ, પ્રા. દિગીશ મહેતા, યશવંત કેળકર, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, નિરંજન ભગત અને એસ. આર. ભટ્ટ જેવા વિદ્વાનોનો લાભ લીધો. જેમાં તેના સેટની ડિઝાઈન એન.એસ.ડી.ના ગોવર્ધન પંચાલે કરેલી.

તેની વેશભૂષા માટે અમદાવાદના ડિઝાઈનર રાજન ચૌધરીએ તેના સંગ્રહમાંથી સસ્તા દરે જોઈતું કપડું આપ્યું. પછી ઘરે દરજી બેસાડી ગ્રીક સ્ટાઈલનાં કપડાં સિવડાવાયાં. ઘરે સુથાર આવ્યો અને સેટ બન્યો. મૂળ વિચાર હતો કે એ નાટક અમદાવાદના કોઈ જૂના ઐતિહાસિક રોજાની આગળ ભજવાય પણ તેના માટે પુરાતત્ત્વ ખાતાની મંજૂરી મેળવવી મુશ્કેલ હતી આથી આખરે થિયેટરમાં ભજવાયું. આ નાટકમાં અદિતિ ઠાકર, રાજુ બારોટ અને હેમંત નાણાવટીએ અદ્ભુત અભિનય કરેલો. તેમાં આચાર્યનો પાઠ કવિ શ્રી પિનાકિનભાઈ ઠાકોરે ભજવેલો. 'મદીરા' મુંબઈ દૂરદર્શને રેકોર્ડ કર્યું.

ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રાંગણમાં મોટા લીમડા નીચે અમેરિકન નાટ્યલેખક ઈરવીન શો લિખિત નાટક 'બરી ધ ડેડ' ભજવ્યું. તેમાં કોઈ બનાવેલો સેટ નહોતો પણ આસપાસની જગ્યા અને મકાનનો ઉપયોગ કરેલો, જેમાં જમીન પર, પરિષદની લોબીમાં, ઉપરના માળે ગેલેરીમાં વિવિધ સીન ભજવાય. પ્રેક્ષકોએ જ્યાં લાઈટ જાય ત્યાં ફરવાનું. એ નાટકમાં લીમડા નીચે ચાર કબરો ખોદેલી, મિલિટરીનો તંબુ બાંધેલો, મોટર-સાઈકલ અને જીપ લાવ્યાં. મેજર બનેલા એક્ટરે પાત્રને ન્યાય આપવા ટકો કરાવેલો. આ અનુભવ મોટાભાગના પ્રેક્ષકો માટે અદ્ભુત હતો. અભિજાત જોશીએ આ નાટકમાં પહેલી વાર કામ કર્યું. તેના કહેવા મુજબ તે થિયેટરની બારાખડી અને નાટકની સ્ક્રિપ્ટને ચુસ્ત કેવી રીતે બનાવાય તે ભરતભાઈ પાસેથી શીખ્યો. તે વખતે મળેલા શિક્ષણને કારણે તે ભવિષ્યમાં ફિલ્મની સ્ક્રિપ્ટ લખી શક્યો. આવાં નાટકોમાં ખુરશી ભાડે લાવવાનો ખર્ચ તો ન પોસાય. પ્રેક્ષકોએ જમીન પર પાથરણાં પર બેસીને નાટક જોવાનું.

પછી પરિષદના પ્રાંગણમાં સેટ બનાવી શ્રી પન્નાલાલ પટેલનું 'માનવીની ભવાઈ'નું ભરતભાઈએ પોતે કરેલું નાટ્યરૂપાંતર ભજવ્યું. તે પહેલાં

'અંતિમ અધ્યાય'માં દેવેન્દ્ર દીક્ષિત, અરવિંદ વૈદ્ય અને ભરત દવે

પન્નાલાલના મૂળ ગામ માંડલી બધા કલાકારોને સાથે લઈ જઈને ત્યાંનાં જૂનાં ઘરોના, લોકો જે પહેરવેશ પહેરતા, જે વાસણો વાપરતા તેના ફોટોગ્રાફ્સ લીધા અને સ્કેચીસ દોરેલા. તેના આધારે પંચાલદાદાના માર્ગદર્શન હેઠળ સેટ-ડિઝાઈન થઈ, વેશભૂષા નક્કી થઈ. ત્યાં રેકોર્ડ કરેલાં લોકગીતો અને ભજનોને પાર્શ્વ સંગીત તરીકે ઉપયોગમાં લીધું. તેમાં મુખ્યપાત્રો તરીકે રાજુ બારોટ, દીપ્તિ જોશી અને અન્નપૂર્ણા શુક્લ હતાં. એ નાટક જોઈને પન્નાલાલભાઈ અને ઉમાશંકરભાઈ બહુ પ્રસન્ન થયેલા. લેખકનું ગામ માંડલી જીવતું કરેલું. પછીથી જ્યારે પન્નાલાલભાઈને અકાદમી એવોર્ડ મળ્યો ત્યારે એ નાટક દિલ્હીમાં ભજવ્યું.

દર્શકનાં ત્રણ નાટકો, 'અંતિમ અધ્યાય', 'સોદો', અને 'હેલન' ભજવ્યાં, જે હિટલરના નાઝી શાસન વખતના પ્રસંગો પર આધારિત હતાં. અંતિમ અધ્યાયમાં અરવિંદ વૈદ્યએ હિટલરનો યાદગાર રોલ પૂરા કૌશલ્ય સાથે ભજવેલો. અરવિંદભાઈએ ભરતને અંજલિ આપતાં કહ્યું છે કે "મારી ૫૫ વર્ષની રંગભૂમિની કારકિર્દીમાં, અવેતન કે વ્યાવસાયિક, મેં કોઈ દિવસ, ક્યારેય નાટકમાં કામ માગ્યું નથી, મારાં ગુરુવર્ય શ્રી જશવંત ઠાકર, જેમણે મને ઘડ્યો, એમની પાસે પણ નહીં. માત્ર અને માત્ર

ભરત એવો એક નાટ્યકર્મી છે... હતો... જેની પાસે હું પ્રેમથી, હક્કથી કામ માંગતો." 'સોદો'માં ભરતના એન.એસ. ડી.ના સહાધ્યાયી અને મશહૂર એક્ટર અનંગ દેસાઈએ મુખ્ય રોલ કરેલો. જ્યારે 'હેલન'માં અન્નપૂર્ણા શુક્લએ મુખ્ય પાત્ર ભજવેલું. આ ત્રણે નાટકો જબરદસ્ત સફળતા પામ્યાં. આ નાટકો દર્શકની ભૂમિ લોકભારતીમાં પણ ભજવાયાં.

તે ઉપરાંત ઓગસ્ટ સ્ટ્રિનબર્ગનું 'ધ ફાધર' થિયેટરમાં ભજવ્યું, જેનું ભાષાંતર પણ પોતે જ કરેલું.

ભરતભાઈએ વિવિધ નાટકો અમદાવાદ ઉપરાંત વડોદરા, સુરત, રાજકોટ, જામનગર, મહેસાણા, લોકભારતી સણોસરા, દિલ્હી, લખનઉ, મુંબઈ વગેરે શહેરોમાં ભજવ્યાં. તેવી જ રીતે ભરતભાઈએ અગાશીમાં, ટાગોર હોલ જેવાં થિયેટરોમાં, પરિષદના પ્રાંગણમાં, વિવિધ શહેરોમાં ખુલ્લી જગ્યાઓમાં, વિઝ્યુઅલ આર્ટ સેંટરના નાના હોલમાં અને જયશંકર સુંદરી હોલના મીની થિયેટર જેવી જગ્યાઓએ નાટકો ભજવ્યાં.

ભરતભાઈના મુખ્ય કલાકારો રાજુ બારોટ, અદિતિ ઠાકર (દેસાઈ), દીપ્તિ જોશી અને અન્નપૂર્ણા શુક્લ રહ્યાં, પણ તે સિવાય હેમંત નાણાવટી, વિનોદ નાઈક, દેવેન્દ્ર દીક્ષિત, સુભાષ બ્રહ્મભટ્ટ, ફિરદોશ મેવાવાલા, હર્ષદ શુક્લ, હસમુખ ભાવસાર, અરવિંદ વૈદ્ય, અનંગ દેસાઈ, કિરણ જોશી, પ્રભાકર શુક્લ, સલીલ મહેતા, વંદના વૈદ્ય (પાઠક), ભાવિની જાની, રૂપા દીવેટિયા, અભિજાત જોશી, વગેરેએ પણ વિવિધ પાત્રો ભજવ્યાં. તે ઉપરાંત તેમણે પોતે 'પોલંપોલ', 'અંતિમ અધ્યાય', અને 'ધ ફાધર'માં અભિનય કરેલો. અંતિમ અધ્યાયમાં શ્રી જશવંત ઠાકરના ઘેઘૂર અવાજનો ઉપયોગ કરેલો. દરેક નાટકોમાં પ્રકાશ-આયોજન એન.એસ.ડી.ના સહાધ્યાયી દિલીપ શાહે સંભાળેલું.

ભરતભાઈએ આ પ્રવૃત્તિઓ દ્વારા પિતાજીને જે ડર હતો તે દૂર કર્યો. તેમણે દેશ-વિદેશનાં નામાંકિત નાટ્યકારોનાં શિષ્ટ અને દર્શકોને વિચારતા કરી મૂકે તેવાં નાટકો ભજવ્યાં. દર્શક કે ઉમાશંકરભાઈ પિતાજી પાસે આવે ત્યારે ભરતભાઈની કળાનાં વખાણ કરતા.

ભરતભાઈ નાટકો સાથે કલાકારોને શિક્ષણ પણ આપતા. પહેલા પંદર દિવસ નાટક વિષે અને તેના લેખક વિષે વાતો થાય. ભરતભાઈનો એવો આગ્રહ રહેતો કે કલાકારોએ લેખકનો પૂરો પરિચય, તેણે લખેલાં અન્ય નાટકો વગેરેથી પણ પરિચિત થવું પડે. તે માનતા કે પાત્ર ભજવવું એટલે પરકાયા પ્રવેશ કરવાનો છે. તે પાત્રના દેખાવની સાથે તેની ભાવનાઓ, ઇચ્છાઓ, લાગણીઓ, વળગણો વગેરેને શક્ય તેટલી સચ્ચાઈથી અપનાવીને પાત્રને આત્મસાત કરવાનું છે. તે વખતે

કલાકારે પોતાના અંગત આદર્શો, પસંદગીઓ, મૂલ્યો ભૂલીને જે પાત્ર ભજવે છે તેને સમગ્રપણે અપનાવવાનું છે. તે દ્વારા નટ વાસ્તવિક જીવનમાં પણ અન્યોના દૃષ્ટિકોણને મહત્ત્વ આપતા થશે. ત્યાર પછી એક મહિનો વાચિકમ ઉપર કામ થાય. ઉચ્ચારોની સ્પષ્ટતા, કેટલા ઊંચા અવાજે, કેવા ભાવ સાથે, ક્યાં અટકીને બોલવાનું છે તે સમજાવાય. પછી ત્રણેક મહિના રિહર્સલો ચાલે. તેમાં સમયપાલનનો ચુસ્ત આગ્રહ. સ્ત્રી-કલાકારો સાથે સભ્યતા અને આભિજાત્ય દાખવવું ફરજિયાત. જ્યાં સુધી નાટક પૂરું પાકે નહીં ત્યાં સુધી સ્ટેજ પર ન જાય.

આ નાટકો કરવા પાછળ ક્યારેય વ્યવસાયી વૃત્તિ ના રહી. મોટે ભાગે ગાંઠના પૈસે નાટકો કર્યાં. બહુ ઓછાં નાટકોમાં કલાકારોને કોઈ ચૂકવણી થતી. જ્યારે બહારગામ જઈએ ત્યારે પૈસા મળે. તેમાં બધાને (મુખ્ય કલાકારથી માંડીને બેકસ્ટેજના) એકસરખું વેતન મળે. અમદાવાદમાં નાટક થાય ત્યારે ૧૦ રૂપિયા ટિકિટ હોય. ફ્રી પાસ તો ભાગ્યેજ કોઈને અપાય.

એક નાટક પૂરું થાય પછી ભરતભાઈને તેના ભાવાવરણમાંથી બહાર આવી બીજા નાટક વિષે વિચાર કરવામાં કેટલાક મહિના થાય. અન્ય દિગ્દર્શકોની માફક એક નાટક જેવું સ્ટેજ ઉપર જાય તેવું બીજા નાટકની તૈયારી શરૂ ન થાય. આથી તે કલાકારોને સતત વ્યસ્ત ન રાખી શકે. મોટાભાગના કલાકારોને તો નાટક જલદી સ્ટેજ પર જાય, રોજ શો થાય તેમાં રસ હોય. પછી દૂરદર્શન આવ્યું. અને તે સાથે આવી ટીવી સિરિયલ્સ. એણે અભિનેતાઓને વ્યસ્ત કરી દીધા. એને કારણે ભરતભાઈ અકળાતા. એ નાટક કરવા તો માગતા હતા પણ રિહર્સલ વિષે આગ્રહી અને તે પણ એમને સંતોષ ન થાય ત્યાં સુધી ચાલુ રહે. આ શિસ્ત અને સામે કલાકારોને ગમતી એપિસોડની ઝડપ અને આર્થિક મુદ્દો પણ ખરો. એટલે ગુજરાતની નવી રંગભૂમિની ગતિ ધીમી પડતી ગઈ. ભરતભાઈએ દર્શકની નવલકથા 'સોક્રેટિસ'નું નાટ્યરૂપાંતર કરેલું. નિમેષ દેસાઈને મુખ્ય પાત્ર તરીકે પસંદ કરીને તેનું વાચિકમ શરૂ કર્યું પણ થોડા દિવસોમાં કલાકારોની અનિયમિતતા અને સમયની અશિસ્તથી અકળાઈને બંધ કરી દીધું. તેનાં કેટલાંક વર્ષ પછી રાજુ બારોટે તેને હાથમાં લીધું અને સફળતાપૂર્વક ભજવ્યું.

આ સાથે ભરતભાઈએ ઈસરો દ્વારા ચાલતા પીજ (DECU) ટીવીમાં પ્રોડ્યુસર તરીકે નોકરીના ભાગરૂપે કેટલીક ઉત્તમ ટૂંકી ફિલ્મો, સિરિયલો અને ડોક્યુમેન્ટરીઓ બનાવી. તેની સિરિયલ 'ભલા ભૂસાના ભેદભરમ' બહુ લોકપ્રિય બની. તેવી જ રીતે શ્રીધરાણીની લખેલી

વાર્તા પરથી 'પિયો ગોરી' નામની ટૂંકી ટીવી ફિલ્મ બનાવી. અમદાવાદમાં પહેલી કાપડ મિલ શરૂ કરનાર અને પહેલા સુધરાઈ પ્રમુખ રણછોડભાઈ વિષે ડોક્યુમેન્ટરી બનાવી. તેમણે કચ્છના ધરતીકંપનો ચિતાર આપતી, પાણી વિષે અને અન્ય વિષયો પર ડોક્યુમેન્ટરીઓ બનાવી. જેમાંથી એકાદ-બે ને રાષ્ટ્રીય પારિતોષિક મળેલાં.

૧૯૯૦માં ભરતભાઈને ગુજરાત સરકારનો ગૌરવ પુરસ્કાર એનાયત થયેલો.

નાદુરસ્ત તબિયતને કારણે ભરતભાઈનું સક્રિય જીવન બંધ થઈ ગયું. પણ તે દરમિયાન તેમણે ઘરમાં બહુ સમૃદ્ધ લાઈબ્રેરી ઊભી કરેલી. જેમાં નાટકો, નાટ્યકારોની આત્મકથાઓ, દાર્શનિકો, ગાંધી વિચાર, ઉત્તમ નવલકથાઓ, કાવ્યસંગ્રહો વગેરે વિવિધ વિષયનાં પુસ્તકો વસાવેલાં. આથી તેમણે ખૂબ વાંચ્યું અને પચાવ્યું. તેના પરિપાક રૂપે છેલ્લાં પાંચેક વર્ષોમાં નાટક સહિત વિવિધ વિષયો પર દર વર્ષે એક-બેના ધોરણે પુસ્તકો લખ્યાં અને પબ્લિશ કર્યાં. વાને કારણે આંગળાં કામ નહોતાં કરતાં. એ સ્થિતિમાં તે કોમ્પ્યુટર પર લખતા શીખ્યા. એ પુસ્તકો અને લેખ-શ્રેણીને કારણે ભરતભાઈને વિશ્વકોશ દ્વારા ધીરુભાઈ ઠાકર સવ્યસાચી એવોર્ડ, કુમાર સામાયિક દ્વારા કુમાર ચંદ્રક અને સુરતની સંસ્થા દ્વારા નર્મદ એવોર્ડ મળ્યા.

આજે ભરતભાઈની દીકરી દેવકી નાટકો અને અને રેડ FMના RJ તરીકે રેડિયોમાં ભરતભાઈના એ જ આદર્શો અને સમજણ સાથે ઉત્તમ કામ કરી રહી છે અને અનેક એવોર્ડ મેળવી રહી છે.

ભરતભાઈના મનમાં બે ત્રણ પુસ્તકોનો ખ્યાલ રમતો હતો, ત્રણેક પુસ્તકો છપાઈને આવવામાં હતાં એવે વખતે કોરોના ભરતભાઈને લઈ ગયો. જેમ ઘણા લોકોએ કહ્યું છે તેમ, ભરતભાઈનું અકાળ અવસાન એ માત્ર તેમના કુટુંબને જ નહીં, પણ સમગ્ર નાટ્યજગતને પડેલી ખોટ છે. સ્વ. શ્રી ઈબ્રાહિમ અલ્કાઝીના પુત્રી અમલ અલ્લાનાએ આપેલી અંજલિ અનુસાર ભરતભાઈ ભારતીય નાટ્યજગતની બિરાદરીના મહત્ત્વના સ્તંભ હતા.

ભરતભાઈએ સવ્યસાચી એવોર્ડ સ્વીકારતી વખતે તેમના પ્રવચનના અંતમાં દુ:ખ વ્યક્ત કરતાં કહેલું કે ''નાટક જેવી મહાન કળાને આપણે ગુજરાતી કલાકારો અને પ્રેક્ષકોએ માત્ર રમૂજી ટૂચકાના પ્રોગ્રામમાં ફેરવી નાખી છે. આ બાબત અમારા કામને મર્યાદિત કરી દે છે. આ કારણે પ્રેક્ષકોનું નવી દિશામાં ઘડતર થયું જ નથી અને એટલે જ તેઓ આ સિવાયના થિયેટરની કલ્પના જ કરી શકતા નથી. બહારથી ભલે તેઓ શિક્ષિત-સુધરેલા દેખાય પણ અસલમાં they are culturally illiterate.''

❑❑❑

# કોરોના, ઉપચાર અને સાવચેતી


☐ નીલેશ રાણા, M. D. USA


**ભા**રતમાં કોરોનાનો ત્રીજો વેવ ફેલાવવાની દહેશત ફેલાઈ ચૂકી છે. તો તમે શું કરશો? હાથ જોડીને બેસી રહેવાથી શું વળશે? એ કારણે આ બીમારી શા માટે ફેલાય છે એની જાણકારી મેળવતા રહી જરૂરી ઉપચાર અને સાવચેતીથી એને અમલમાં મૂકવાના પ્રયત્નો કરવા પડશે.

હકીકત પૂરવાર થઈ ચૂકી છે કે પુરુષોમાં સ્ત્રીઓ કરતાં વધારે પ્રમાણમાં ગંભીર માંદગી અને મૃત્યુનો ઊંચો આંક જોવા મળ્યો છે. શરૂઆતમાં એના કારણોમાં પુરુષોમાં સ્મોકિંગનું વ્યસન, અને ભ્રામક પૌરુષી આક્રમક સ્વભાવને કારણે માસ્ક પહેરવાનો અણગમો માનવામાં આવતાં હતાં. એ અમુક

અંશે સાચાં છે. પણ આમ થવાનાં નવાં કારણો પર આપણે નજર નાખીએ.

યુરોપિયન સોસાયટી ઓફ એન્ડોક્રિનોલોજિસ્ટ (Endocrinoligst)-ના ઇટાલી, સ્પેન અને ટર્કી દેશના નિષ્ણાત ડોક્ટરોનાં મંતવ્ય મુજબ આનું એક મહત્ત્વનું કારણ પુરુષોના Male Hormone-Androqen ખાસ કરીને ટેસ્ટોસ્ટીરોન (Testosterone)ની માત્રામાં વધારો, જેને લીધે પુરુષોના માથે વાળનો વધારો ઓછો થતાં ટાલ પડે છે. ટાલવાળી વ્યક્તિઓમાં આ માંદગી ગંભીર બનતી જોવા મળી છે. આ હોર્મોન ACE 2 રીસેપ્ટરના ઉત્પાદનમાં ભાગ લે છે. અને આ રીસેપ્ટર દ્વારા કોરોના વાઈરસ શરીરના કોષોમાં દાખલ થઈ માંદગી ફેલાવે છે. ક્લિનિકલ ટ્રાયલ દ્વારા જાણવા મળ્યું છે કે પ્રોસ્ટેટ કેન્સર અને વાળ ઉગાડવા માટે વપરાતી દવા, જે એન્ડ્રોજનનું પ્રમાણ ઘટાડે છે અને ACE 2 રીસેપ્ટરનું ઉત્પાદન ઘટતા માંદગીને ગંભીર બનતી અટકાવે છે. આના પર વધુ રીસર્ચ હજુ ચાલુ છે.

આ ડોક્ટરોનું એમ પણ માનવું છે કે આ વાઈરસની અસર પેન્ક્રિયાસ, થાઈરોઈડ, પિચ્યુટરી (Pituitary) અને એડરિનલ (Adrenal) ગ્રંથિઓ પર નુકસાનકારક અસર કરે છે.

જેમને ડાયાબિટીસની બીમારી છે. મેદસ્વીપણું (obesity) છે કે વિટામિન ડીની ઊણપ છે. એ વ્યક્તિઓમાં કોરોનાની બીમારીનો આંક ઊંચો છે. એ વિશેની જાણકારી પણ હવે ઉપલબ્ધ છે. આ પેશન્ટોમાં મૃત્યુનું પ્રમાણ પણ વધારે છે.

પ્રથમ ડાયાબિટીસ - પેન્ક્રિયાસ ગ્રંથિમાં ACE 2 રીસેપ્ટરની સંખ્યા વધારે પ્રમાણમાં હોવાથી, કોરોના વાઈરસ પેન્ક્રિયાસના કોષોને નુકસાન પહોંચાડતાં ઇન્સ્યુલિનના ઉત્પાદનમાં બાધા પેદા કરે છે એથી બે પ્રકારના પ્રશ્નો ઊભા થાય છે. એક જેમને ડાયાબિટીસ છે એ આઉટ ઓફ કન્ટ્રોલ થતાં સુગરનું પ્રમાણ વધે છે અને માંદગી ગંભીર બને છે. અને કોરોના સંક્રમિત વ્યક્તિ જેમને ડાયાબિટીસ ન હતો એમાં ઇન્સ્યુલિનનો અભાવ ઓછો થતાં ડાયાબિટીસનો રોગ લાગુ પડે છે. એટલે જેમને ડાયાબિટીસ છે એમણે કોરોનાથી બચવા માટે દવાઓ પૂરતા પ્રમાણમાં લઈ ડોક્ટરોની મદદ વડે ડાયાબિટીસ પર ટાઈટ કંટ્રોલ રાખવો જોઈએ. સાથે કોરાનાની ટ્રીટમેન્ટ માટે વપરાતી દવા ડેક્સામેથાઝોના (Dexamethasone) શરીરમાં ગ્લુકોઝની માત્રામાં સારો એવો વધારો કરે છે. એનું ધ્યાન રાખવું.

હવે મેદસ્વીપણું - Obesity વિશે થોડું સમજીએ. આ વ્યક્તિઓમાં ગંભીર બીમારી અને મૃત્યુનું પ્રમાણ વધારે જોવા મળ્યું છે. વધારે વજનને કારણે તમારાં ફેફસાંની પ્રસારણ

(Expansion) કાર્યક્ષમતા પર અસર પડે છે. સાથે પેટમાંની ચરબીને કારણે ઉદરપટલ (Diaphragm) છાતીમાં ધકેલાતાં ફેફસાંની નીચેનો ભાગ વિસ્તૃત (Expand) ન થતાં ઓક્સિજન એક્સચેન્જ પર અસર પડતાં લોહીમાં ઓક્સિજનનું પ્રમાણ ઘટે છે. કારણ કે શ્વાસ લેવામાં તકલીફ પડે છે.

વળી આવી વ્યક્તિઓમાં ક્રોનિક ઇન્ફ્લેમેશન પણ જોવા મળે છે જે ઇમ્યુન સિસ્ટમને નબળી બનાવે છે. અહીં શરીરમાંના Adipose cells... Fat cells (જેમાં વધારાની ચરબી સંઘરવામાં આવે છે.) ઇમ્યુન સેલ્સનું ઉત્પાદન કરતાં અવયવોમાં દાખલ થતાં આ કોષો (જેમ કે T-cell)ના નિર્માણમાં ઘટાડો કરે છે અને ઉત્પન્ન થતાં કોષોને નબળા બનાવે છે. જે વાઈરસનો પ્રતિકાર કરવામાં ૧૦૦ ટકા સફળ નથી બની શકતા. આ ફેટ સેલ્સને કારણે ઉત્પન્ન થતાં Chemokines, Adipokines અને Cytokine પ્રોટીન પણ ઇમ્યુન સિસ્ટમના રીસપોન્સને કમજોર બનાવતા રોગ સહેલાઈથી પ્રસરે છે. આ Adipose cell દ્વારા થતું લેપ્ટિન (leptin) હોર્મોન (જે આપણી ક્ષુધા શાંત કરે છે, ભૂખ ઓછી કરે છે, વજન ઘટાડવામાં મદદ કરે છે.) એની અસરકારકતા પણ ઓછી થતાં વજનમાં ઘટાડો થતો નથી. આમ પણ લોકડાઉનને કારણે ઘરમાં બેસી રહેવાથી કસરતની ઓછપ અને વધારે ખોરાક લેવાથી વજન વધવાની સંભાવનાથી આ બીમારીનો ભોગ બનવામાં વાર નથી લાગતી.

કોરોના સંક્રમિત પેશન્ટોમાં સામાન્ય પેશન્ટો કરતાં વિટામિન ડીની ઊણપ વધારે સંખ્યામાં જોવા મળી છે. સાચા અર્થમાં વિટામિન ડી એ વિટામિન નહીં પણ અમુક હોર્મોનના ઉત્પાદનના પુરોગામી (Precursor) ગણાય છે. જે આપણી ઇમ્યુન સિસ્ટમને મજબૂત બનાવે છે. તેથી કોરોનાગ્રસ્ત પેશન્ટોને વિટામિન ડી આપવું જોઈએ. પણ એનાથી માંદગી ગંભીર બનતાં અટકે છે કે નહીં - આ પ્રશ્ન પર હજુય મતભેદ ચાલુ છે. પણ ઘણા નિષ્ણાતોનું માનવું છે કે જો આ દર્દીઓમાં વિટામિન ડીની ઊણપ હોય તો એમને જરૂર આપો.

ઓબેસિટી (સ્થૂળતા)ને કારણે શરીરમાં પ્રોથ્રોમ્બિન (Prothrombin) ની માત્રા વધે છે અને એન્ટીથ્રોમ્બિન (Antithrombin)ની માત્રા ઘટતાં લોહીની ઘનતામાં વધારો થાય છે. અને ફેફસાં અને રક્તવાહિનીના કોષોને નુકસાન થતાં વાઈરસ અને શરીરના જરૂર કરતાં વધારે પ્રમાણમાં ઇમ્યુન સિસ્ટમના રીસપોન્સના કારણે બ્લડક્લોટ થવાની શક્યતા વધે છે.

જો તમને પિચ્યુટરી, થાઈરોઈડ, એડરિનલ ગ્રંથિઓથી થતી બીમારી

હોય તો ડોક્ટરની સલાહ લઈ એની પૂરતી ટ્રીટમેન્ટ લો જેથી કોરોનાની બીમારીની સંભાવના ઘટે.

બ્રિટનના બ્રિટિશ મેડિકલ જર્નલ-ગ્લોબલ હેલ્થમાંના આર્ટિકલ મુજબ, સેક્સ-જેન્ડર (સ્ત્રી કે પુરુષ) વિશે ચકાસણી કરતાં કોરોનાની બીમારીની સંખ્યા પુરુષોમાં વધારે છે કે સ્ત્રીઓમાં એ પણ નક્કી કરી શકાતું નથી. આ માહિતી યુ. કે., ઇટાલી, નેધરલેન્ડ, પોર્ટુગલ, સ્પેન, બેલ્જિયમ, નોર્ધન આયરલેન્ડ વગેરે દેશોમાંથી મેળવવામાં આવી છે. અઢાર દેશોમાંથી નવ દેશોમાં સ્ત્રીઓની સંખ્યા અને છ દેશોમાં પુરુષોની સંખ્યા ૫૦-૫૦ ટકા છે. અમેરિકા, જેન્ડર ડિફરન્સની માહિતી આપવા હજુ તૈયાર નથી.

સ્ત્રીઓમાં ટકાવારી વધારો થયાનું કારણ એ છે હેલ્થકેરના ફિલ્ડમાં કામ કરતી સ્ત્રીઓની ટકાવારી વધારે છે. અમુક દેશોમાં ૭૦ ટકા અને ચીનમાં હેલ્થકેર વર્કરમાં ૯૦ ટકા સ્ત્રીઓ ભાગ લે છે. તેથી આ રોગના પેશન્ટોના વધુ કોન્ટેક્ટમાં આવતાં તેમને આ બીમારી થવાની સંભાવના વધે છે. સ્ત્રીઓમાં આ બીમારી ઓછી થવાનાં કારણમાં Female Hormone - Estrogen ઇસ્ટ્રોજન ભાગ ભજવે છે. કોરોનાની બીમારીમાં આપણી ઇમ્યુન સિસ્ટમ કદી જોઈએ એના કરતાં વધુ પડતો પ્રતિકાર - રીએક્શન આપતાં શરીરના કોષોને નુકસાન પહોંચાડે છે. ઇસ્ટ્રોજન હોર્મોન આ પ્રતિક્રિયાને મંદ પાડતાં થતું નુકસાન - ઇન્ફ્લેમેશની માત્રા ઓછી કરતાં માંદગીને ગંભીર થતી અટકાવે છે.

આ બધી માહિતી પર હજુય રીસર્ચ ચાલુ છે. આજની આ જાણકારી આવતી કાલે કદાચ બદલાય પણ ખરી. કોરોના વિશે તમને કોઈ પણ પ્રશ્ન હોય તો તમારા ફેમિલી ડોક્ટરની સલાહ અવશ્ય લેવી એવી મારી સલાહ છે.

હવે થોડી વાત કોરોનાની બીમારીની ટ્રીટમેન્ટ વિશે. અત્યાર સુધી આ બીમારીના ઇલાજ માટે કોઈ ૧૦૦ ટકા દવા પ્રાપ્ય નથી. ભવિષ્યમાં મળશે એવી આશા છે. અત્યારે વપરાતી દવાઓમાં:

૧. Remdesivir - રેમ્ડેસિવિર - જે એન્ટીવાઈરલ દવાની એ વાઈરસના ડુપ્લિકેશન ક્રિયાને ધીમી પાડી વાઈરસની સંખ્યામાં થતો ઝડપી વધારો ઘટાડે છે. એ ઇન્જેક્શન દ્વારા આપવામાં આવે છે. આ દવા લેનાર વ્યક્તિની તબિયતમાં દસ દિવસમાં સુધારો જણાય છે. જ્યારે ન લેનાર વ્યક્તિમાં પંદર દિવસ. આમ ૩૦ ટકાનો ફરક પડે છે. ગંભીર માંદગીમાં ઓક્સિજન લેનાર પેશન્ટોમાં માંદગીને વધુ ગંભીર થતી અટકાવી મૃત્યુની સંખ્યા ઘટાડે છે.

૨. ડેક્સામેથાઝોન (Dexamethasone). આ સ્ટીરોઈડ પ્રકારની દવા છે. જે

શરીરમાં ઉત્પન્ન થતી ઇન્ફ્લેમેશનની માત્રા ઓછી કરે છે તેથી કોમ્પલિકેશન થતાં અટકે છે અને ઇમ્યુન સિસ્ટમની સતેજતાને ઓછી કરે છે. આ માત્ર કોરોનાની બીમારી માટે નહીં પણ બીજા રોગોમાં પણ આમ જ કામ કરે છે - (Nonspecific Response) ખાસ કરીને રેસ્પિરેટર પર રાખેલા પેશન્ટોમાં ફાયદાકારક સાબિત થઈ છે. આનો સફળ ઉપયોગ SARS, MERS અને ARDS તેવી બીમારીમાં પણ કરવામાં આવ્યો છે.

૩. Monoclonal Antibodies: આનો મુખ્યત્વે ઉપયોગ દર્દીઓને હોસ્પિટલમાં દાખલ થવાથી અટકાવવા કરવામાં આવે છે. ખાસ કરીને હળવી બીમારીગ્રસ્ત ઉંમરલાયક પેશન્ટો, જેમને ડાયાબિટીસ, હાઈ બી.પી., હૃદયરોગ, ફેફસાંની બીમારી હોય એમને શરૂઆતમાં આ દવા ઇન્જેક્શન દ્વારા આપતાં એમને હોસ્પિટલમાં દાખલ ન કરવા પડે અને બીમારી ગંભીર થતાં અટકે છે. (મારા પેશન્ટોની ટ્રીટમેન્ટમાં મારો પણ આજ અનુભવ છે). આ દવા કોરોના વાઈરસને શરીરના કોષો સાથે અટેચ થતાં અટકાવે છે જેથી વાઈરસનું ડુપ્લિકેશન ન થતાં બીમારી આગળ વધતી અટકી જાય છે. આનું ઉત્પાદન કૃત્રિમ રીતે લેબોરેટરીમાં કરવામાં આવ્યું છે. અને એ અસરકારક સાબિત થઈ છે. આ એન્ટિબોડી વાઈરસના સ્પાઈક પ્રોટીન સાથે અટેચ થતાં વાઈરસને કોષોમાં દાખલ થતા અટકાવે છે.

ભારતમાં 2-DG એન્ટિ વાઈરલ દવાની શોધ થઈ છે જે ઓક્સિજનની જરૂરિયાત ઓછી કરે છે. એની માહિતી તમે તમારા ડોક્ટર પાસેથી મેળવજો.

અત્યારે લગભગ ૧૨૭ પ્રકારની વેક્સિન પર સંશોધન ચાલુ છે. ૩૪


## 'નવનીત સમર્પણ' લવાજમના દર

| | | | | | |
|---|---|---|---|---|---|
| છૂટક અંક | - | રૂ. 30 | વિશેષ અંક | - | રૂ. 40 |
| એક વર્ષ | - | રૂ. 300 | વિદેશમાં દરિયાઈ માર્ગે | - | રૂ. 1500 |
| બે વર્ષ | - | રૂ. 580 | હવાઈ માર્ગે | - | રૂ. 2600 |
| ત્રણ વર્ષ | - | રૂ. 850 | | | |
| પાંચ વર્ષ | - | રૂ. 1400 | | | |
| દસ વર્ષ | - | રૂ. 2800 | | | |

ઓનલાઈન લવાજમ ભરવાની એકદમ આસાન સેવાનો લાભ લેવા...
http://www.bhavans.info/periodical/pay_online.asp

પ્રકારની વેક્સિન અત્યારે Phase-3 ટ્રાયલમાં છે અને ૧૭ પ્રકારની જુદી જુદી વેક્સિનો દુનિયાના અનેક દેશોમાં અત્યારે કોરોનાનો પ્રસાર અટકાવવા માટે ઉપયોગમાં લેવામાં આવી છે. માટે જ્યારે વેક્સિન મળે ત્યારે એ લેવામાં ઢીલ ન કરવી. મનમાં શંકા હોય તો તમને આ બીમારી છે કે નહીં એ માટે ટેસ્ટ તરત કરાવવી. કોરોનાનાં કોઈ પણ લક્ષણ જણાય તો તરત જ તમારા ફેમિલી ડોક્ટરનો સંપર્ક કરવો અને ટ્રીટમેન્ટની શરૂઆત કરવી (જરૂર હોય તો).

આ બીમારીથી દૂર રહેવા બહુધા લોકોના સંપર્કથી દૂર રહેવું. બને તો ઘરમાં રહેવું. બહાર નીકળતાં માસ્ક (બને તો ડબલ) પહેરવું. આંખ, નાક, મુખ કે ચહેરાને અડવાનું ટાળવું, હાથ વારંવાર ધોવા, સાબુ લગભગ ૨૦ સેકન્ડ હાથમાં ઘસવા બાદ પાણીથી ધોવા, છીંક કે ખાંસી ખાતી વખતે નાક અને મોં આગળ રૂમાલ રાખવો. ઘરના ડોરનોબ, ઘર વપરાશની ચીજો, ડિશો, ગ્લાસ, કિચનના કાઉન્ટર ટોપને હંમેશાં જંતુનાશક દવાથી સાફ રાખવાં. બાળકો માસ્ક પહેરે એનું ધ્યાન રાખવું. પૌષ્ટિક ખોરાક ખાવો, કસરત કરવી, ઘરમાં વડીલો અને બાળકો સાથે સમય પસાર કરવો. જુદી જુદી એક્ટિવિટીમાં ભાગ લેવો. કાઉચ પટેટો ન બનતાં ટી.વી. જોવામાં વધુ ટાઈમ વ્યસ્ત ન કરવો. મિત્રો, સગાંઓ સાથે ફોન-ઇન્ટરનેટ દ્વારા વાતચીત દ્વારા મનને પ્રફુલ્લિત રાખવું. બાળકો સાથે રમતો રમતાં એમના એજ્યુકેશનનું પણ ધ્યાન રાખવું. ફિઝિકલ સાથે મેન્ટલ ફ્રેશનેસ પણ જરૂરી છે. આ એક ડોક્ટર નહીં પણ એક મિત્ર તરીકેની મારી સલાહ કે વિનંતી છે. આશા છે જો આપણે સહકાર આપીશું, વેક્સિન લેશું અને જે ન લે એને લેવા માટે સમજાવશો તો શુભ પરિણામ આવશે એમાં મને શંકા નથી.

❑❑❑

સારવારની પ્રક્રિયામાં તમારે ભૂતકાળની નકારાત્મક ઊર્જાને હટાવવાની હોય છે. આપણા સામૂહિક ભૂતકાળની નકારાત્મકતા, જેને કારણે વ્યક્તિનો સત્ત્વ સાથેનો સંપર્ક તૂટી ગયો છે. હું જ્યારે મારી જાતને સાંભળું છું ત્યારે વિશ્વ આખાને સાંભળું છું. જ્યારે હું મારી જાતને જાણું છું આખા જગને જાણું છું, કારણ કે દરેક વ્યક્તિ અન્ય વ્યક્તિનો અંશ છે. કોઈ માંદું પડે તો અન્ય વ્યક્તિને પણ એની અસર થાય જ. દરેક ઘટના દરેકને અસર કરે છે. આપણે સૌ વૈશ્વિક ચેતના સાથે સમાન રીતે જોડાયેલા છીએ.

**- 'ડાઉન ટુ અર્થ' ફિલ્મમાંથી સાભાર.**

# વળાંક

☐ અમૃત બારોટ

• કાઉન્ટર પર રૂમની ચાવી આપી મેધા બહાર આવી. બહાર ગાઢું ધુમ્મસ છવાયેલું હતું. એ હોટલનાં પગથિયાં ઊતરવા માંડી. હોટલના એક માણસે એને રોકીને કહ્યું, “મેડમ, ઐસે મેં બાહર જાના ઠીક નહીં. ઇટ્સ નોટ સેફ. ધુમ્મસ મેં જરા સા પૈર ફિસલ જાયે તો નીચે ખાઈ મેં...યુ નો...” એ હસી, “ડોન્ટ વરી, મૈં ખયાલ રખૂંગી.” ધુમ્મસ ખરેખર ખૂબ જ ગાઢું હતું. સૂરજ પણ દેખાતો નહોતો. રોડની પટ્ટી થોડા ફૂટના અંતર સુધી માંડ નજરે પડતી હતી પણ મનમાં છવાયેલું ધુમ્મસ દૂર કરવા એને બહાર જવું જ હતું.

• સાવધાનીથી એ રોડની પટ્ટીને આધારે આગળ વધી. અચાનક કોઈ કારની લાઈટ દેખાતાં એ ઊભી રહી ગઈ. એને ખ્યાલ નહોતો કે એ રોડની

એક બાજુ છે કે વચ્ચોવચ. કારનો ડ્રાઈવર કશુંક બબડતાં એની પાસેથી કારને હંકારી ગયો. થોડેક ચાલ્યા પછી વળાંક પર ઝાડી તરફ જતી કેડી જેવું દેખાયું. પેલા માણસની સલાહ યાદ આવી પણ એ રોકાઈ નહિ અને ઝાડી ભણી ફંટાઈ. થોડી વાર પછી કેડી પણ દેખાતી બંધ થઈ. અહીંથી ઝાડી ગીચ હતી. આગળ જવાનું માંડી વાળી એ એક નાનકડી શિલા પર બેસી પડી.

• ઘેરથી પણ આ જ રીતે એ નીકળી પડી હતી. જોકે એમાં ને આમાં ફરક હતો. ઘેરથી નીકળતાં પહેલાં એણે એનાં બધાં જ ઘરેણાં, જોઈન્ટ એકાઉન્ટની એની સાઈન કરેલી કોરી ચેકબુક અને પાસબુક બધું જ વિનીતના ખાનામાં બંધ કરી, ચાવી ટેબલ પર મૂકેલા એના પત્ર પાસે મૂકી હતી. પત્ર વાંચશે એટલે સમજી જશે. સમજશે? વેલ, જરૂર જેટલું સમજી જાય એટલે બસ. એની બેગમાં એણે માત્ર પહેરવાનાં કપડાં, બાએ મૃત્યુ પૂર્વે આપેલી ચેન, પિયરનું જૂનું આલ્બમ અને એક ડાયરી એટલું જ મૂક્યું હતું. મંગળસૂત્ર ને પહેરેલી સોનાની બંગડીઓ ઉતારીને ઘરેણાં સાથે મૂકી દીધાં હતાં. મહિનો ચાલે એટલા પૈસા લીધા હતા. એનો મોબાઇલ ટેબલ પર જ રાખી દીધો હતો અને માત્ર એક રીસ્ટવૉચ પહેરી રાખી હતી. વિનીત માટે એ સાંજનું જમવાનું ઢાંકીને નીકળી હતી. બીજા દિવસે એ કરી લેશે અથવા મહારાજને બોલાવી લેશે પણ આજે એને એની ખોટ વર્તાવી ના જોઈએ.

• ફ્લેટનો દરવાજો બંધ કરી એ પાછું ફરી જોવા પણ રોકાઈ નહિ. વિચાર બદલાઈ જાય એવું કશું નહિ. જોકે વિચાર બદલાવાની શક્યતા નહોતી. બધાં પાસાં જાણી, નાણી, સમજી વિચારીને જ એ નીકળી છે. ના, એની ને વિનીતની વચ્ચે કોઈ ઝઘડો કે બોલાચાલી એવું કશું થયું નથી. થયું હોત તો કદાચ ના નીકળાયું હોત. પણ સારું થયું, બધું જ રાબેતા મુજબનું હતું એનું નીકળવાનું પણ કદાચ-

• ઝાડીમાં ખખડાટ થયો. એ ચમકી. સાવધ થઈ એણે આસપાસ જોયું પણ કંઈ ના લાગતાં એ ફરી વિચારે ચડી પણ અચાનક એક અવાજ સંભળાયો, “ડોન્ટ મૂવ.” એ ઠરી ગઈ. કોઈ પુરુષનો અવાજ હતો. એણે પાછળ ફરીને જોવાની કોશિશ કરી તો, “નો! નો મૂવમેન્ટ પ્લીઝ.” પાછળ નાની ટોર્ચનું અજવાળું થયું. કશોક ફૂંફાડો ને પછી ઝાડીમાં કશુંક ફંગોળાયું હોય એમ લાગ્યું. ઘડીક એને થયું, ના નીકળી હોત તો સારું.

• થોડીવારે અવાજ આવ્યો, “યૂ કેન રીલેક્સ નાઉ.” ગભરાયેલી એ ઊભી થઈને પાછળ ફરી. ઝાડીમાંથી ટોર્ચ સાથે એક માણસ નીકળી આવ્યો. એ એકદમ પાછળ હટી. “ઈટ વૉઝ અ કોબ્રા, આપ કો ઐસી જગહ પર નહીં બૈઠના ચાહિયે.” ટોર્ચ પકડેલા માણસનો

ચહેરો સ્પષ્ટ દેખાતો નહોતો. ટોર્ચના ફિલ્ટર થયેલા પ્રકાશમાં એણે જોયું કે કોઈ કુરતા પાયજામો પહેરેલો ને વધેલી દાઢીવાળો માણસ હતો. માણસે ફરી કહ્યું, "યહાં અકેલે બૈઠના ઠીક નહિ, આપ કહેં તો મૈં આપ કો આપ કે મકામ તક છોડ સકતા હૂં."

• એને ધરપત વળી. માણસ એને લૂંટવા કે છેડતી કરવા નહોતો આવ્યો. એ કહેતો હતો એમ કોબ્રા.... હા, ફૂંફાડા જેવું એણેય સાંભળ્યું હતું. "શુક્રિયા,આપને મેરી જાન બચાઈ... એન્ડ સૉરી, આઈ મિસઅંડરસ્ટૂડ." "ડોન્ટ વરી, ઈટ્સ નેચરલ, પર યહાંસે અબ નીકલના ચાહિયે." "મકામ કી ઓર?" એ હસી.

• ટોર્ચના પ્રકાશમાં કેડી શોધતાં બન્ને નીકળ્યાં. માણસ આગળ ચાલતો હતો પણ પાછળ ફરી મેધાના પગ પાસે ટોર્ચનો પ્રકાશ નાખતો હતો. થોડીવારે રોડની પટ્ટી દેખાઈ. રોડ આવતાં જ એ બોલી, "થેંક્સ, પર અબ મૈં ચલી જાઉંગી." "કહાં ઠહરી હૈં આપ?" "હિલ્ટન મેં." "અચ્છા, મૈં ભી વહાં હી હૂં, ચલિયે, સાથ ચલતે હૈં."

• રસ્તે થોડી વાતચીત થઈ. એ પેઈન્ટર હતો, નિકુંજ નામ, ગુજરાતી હતો. મેધાએ પણ પોતાની ઓળખાણ આપી. પછી બન્ને મૂગાં મૂગાં ચાલ્યાં. હોટલ આવી ત્યારે મેધાએ કહ્યું, "હું ૨૧૬માં છું, તમે?" "૧૦૭માં", નિકુંજ બોલ્યો. "પછી મળીએ", એમ કહી મેધાએ કાઉન્ટર પરથી ચાવી લીધી ને રૂમમાં જવા નીકળી. નિકુંજ ત્યાં જ ઊભો રહ્યો. કદાચ એને જોઈ રહ્યો હતો.

• રૂમમાં આવી એણે થોડીવાર વિશ્રામ કર્યો. પછી નહાવાનું મન થયું એટલે પાણી ચાલુ કરી ટબમાં બેઠી. પાણી હૂંફાળું હતું. સારું લાગ્યું. આંખો બંધ કરી એ બેસી રહી. મુંબઈના એના ફ્લેટમાં રોજ રાત્રે એ આમ જ ટબમાં બેસી રહેતી. વિનીત મોડો આવતો. જમવાનું બનાવી, સ્નાન કરીને ટીવી ચાલુ કરી એ રાહ જોતી બેસી રહેતી.

• મહારાજ રાખી લેવાનો વિનીતનો આગ્રહ હતો. મોભા પ્રમાણે મહારાજ હોવો જ જોઈએ- એમ એનું કહેવું હતું. પણ તો પછી એ કરે શું! ટીવીનો એને કંટાળો આવતો. કોઈ વાર પુસ્તક લઈને બેસતી. વાંચવાનું ગમતું પણ આખો વખત તો... સવારે કામ કરવા ચિત્રા આવતી. એ ચિત્રાને એના વર અને બાળકો વિશે પૂછતી. એ ના પાડે તોય એને કામમાં મદદ કરતી. ચિત્રા હોય ત્યારે સારું લાગતું પણ એના ગયા પછી-

• પહેલાં એ શોપિંગ કરવા જતી. ક્યારેક શ્રુતિને ઘેર જતી. પછી બન્ને ફિલ્મ, નાટક કે કોઈ પ્રદર્શનમાં જતાં. શ્રુતિ અમેરિકા ચાલી ગઈ પછી એનું બહાર નીકળવાનું ઓછું થતું ગયું. એકલા એકલા ફિલ્મ કે નાટકમાં જવું ગમતું નહિ. વિનીતની ઑફિસની પાર્ટીઓમાં પણ એને એકલું લાગતું. વિનીત ખૂબ

બીઝી રહેતો. એની કંપનીનો સીઈઓ હતો એટલે નેચરલ હતું.

• નહાઈને બહાર આવી એણે કપડાં બદલ્યાં ને જમવાનું રૂમમાં મગાવવાને બદલે હોટલના રેસ્ટોરાંમાં જવાનું વિચાર્યું. ધારવા પ્રમાણે ત્યાં નિકુંજ મળી ગયો. એના ટેબલ પર જવાનું આમંત્રણ એણે સ્વીકાર્યું. બીજા દિવસે નિકુંજ લોબીમાં મળી ગયો. "ક્યાં, નાસ્તો કરવા ચાલ્યાં?" "ના, આજે ઉઘાડ છે તો થયું ઝાડીમાં થોડું ફરી આવું," "હું આવું? આવી શકું? ના, કદાચ કોબ્રા હોય તો..." એ હસી અને પછી ચાલી. નિકુંજ સાથે થઈ ગયો.

• સાંજે એ ટબમાં પડી પડી વિચારે ચડી. લગ્ન પહેલાં એ વિનીતની સેક્રેટરી હતી ત્યારે વિનીતે એને ઘણી મદદ કરેલી -આર્થિક ને ઇમોશનલી પણ. મિતેશ સાથેનો સંબંધ તૂટી ગયો ત્યારે વિનીતે જ એને ખભો આપેલો. મિતેશ એના જીવનથી દૂર થઈ ગયો પછી નિરાશામાં ડૂબી ગયેલ એને વિનીતનો સહારો મળતાં દોસ્તી વધી અને એ વિનીતના પ્રેમમાં પડી. પાર્ટીઓ, મિજબાનીઓ, ટૂર્સ એ વિનીતની દુનિયા હતી. એ બધે એને સાથે લઈ જતો. બહુ મોટું જગત હતું એનું. એ વિનીતનો પડછાયો બનીને રહી. એમાં જ એક દિવસ વિનીતે પ્રપોઝ કર્યું. કલ્પ્યું નહોતું એવું સ્વપ્નનું એક સોહામણું જગત એની સામે ખૂલી ગયું. મુગ્ધતામાં વર્ષો વીતી ગયાં.

• એક દિવસ એણે બાળક વિશે વાત કરી તો વિનીત કહે, "તારું ફીગર પછી નહિ રે' ને બીઝનેસમાં એ ના ચાલે." "એટલે?" "એટલે ડાર્લિંગ, યુ આર સ્માર્ટ, ડેશિંગ ને ગોર્જસ, એ બધું ગુમાવવું આપણને ના પાલવે." "વોટ! હું શું તારા બીઝનેસ માટેનો સ્ટેપિંગ સ્ટોન છું?" "ક્યારે નહોતી ડીયર!" વિનીતે જે રીતે બેધડક કહ્યું એથી એ ડઘાઈ ગઈ. એ દિવસે ભીતર ઘણું બધું તૂટ્યું પણ વિનીતને ક્યાં ખબર હતી!

• એ નાહીને તૈયાર થતી હતી ને ઇન્ટરકોમ રણકી ઊઠ્યો. નિકુંજ હતો. "જમવા નથી આવવું મેમ?" એને ના પાડવાનો વિચાર થઈ આવ્યો પણ થયું, એમાં વાંધા જેવું શું છે? "દસ મિનિટમાં આવું છું," કહી એણે ફોન મૂક્યો. નિકુંજ સારો માણસ છે. દિવસ આખો પ્રકૃતિ વચ્ચે કોઈ જગ્યા ખોળીને સ્કેચીઝ કરતો રહે ને સાંજે જમવા ટાણે કંપની માટે બોલાવે. પોતાને પણ ફાવે છે એની સાથે. કંઈ કેટલાયે વિષયો છૂટી ગયા હતા એ બધા જાણે તાજા થાય છે.

• અહીં આવ્યાને આઠ દિવસ થઈ ગયા છે. મઝાનું નાનું હિલસ્ટેશન છે. મુક્તિ ઝંખતા એના મનને શાતા વળે એવું વાતાવરણ છે. કાલે વિનીતને ફોન કરવાનો વિચાર થઈ આવ્યો હતો પણ પછી માંડી વાળ્યું, છેલ્લે મિતેશ બાબતે એ જે રીતે વર્ત્યો હતો...!

• એક દિવસ અચાનક મિતેશ મળી

ગયો હતો. શ્રુતિના ગયા પછી એને બહુ એકલું લાગતું હતું એટલે ઘણા વખતે એ એક ચિત્રના પ્રદર્શનમાં જઈ ચડી ને ત્યાં એ મળી ગયો. સુકાઈ ગયો હતો. થોડી વાતચીત પછી બન્ને કૉફી પીવા રેસ્ટોરાંમાં બેઠાં. એણે પૂછ્યું, "લગ્ન કર્યાં?" તો નીચું જોઈ ગયો ને અચકાતાં બોલ્યો, "હા, મારી કમ્યુનિટીની છે, એક મલ્ટીનેશનલમાં જૉબ કરે છે." "તને વર્કિંગ વુમન પસંદ છે, નહિ?" એણે મજાક કરી. પછી કહ્યું, "મળાવજે કોઈ વાર." "શ્યોર." વાતાવરણનો ભાર લાગતો હતો કે કેમ પણ વધારે વાત ના થઈ શકી. કૉફી પીને છૂટાં પડ્યાં. પછી એક-બે વાર અલપઝલપ ક્યાંક મળી જવાયું. છેલ્લે મળ્યાં ત્યારે વિનીત સાથે હતો એટલે એણે ઓળખાણ કરાવી.. ઘેર આવી વિનીતે પૂછ્યું, "આ એ જ મિતેશ કે જે..?" વાક્ય અધૂરું મુકાયું. એણે 'હા' કહી પણ પ્રશ્ન જે રીતે પુછાયો એ...

• એકવાર એક કાર્યક્રમમાંથી આવતાં એને મોડું થઈ ગયું. વિનીત વહેલો ઘેર આવી ગયેલો તો કહે, "કોઈને મળવા ગઈ'તી?" કોઈને એટલે કોને? પોતે વિનીતને કદી એવું પૂછ્યું નથી. જવાબ આપ્યા વિના જ એ જમવાનું ગરમ કરવા વળી. પછી ઘણીવાર વિનીત વહેલો આવતો. એને ગમવું જોઈએ પણ નહોતું ગમ્યું. લાગેલું એ એની દિનચર્યાનું ધ્યાન રાખવા લાગ્યો છે. ક્યારેક ઊલટતપાસ પણ..

• મેધાએ વિચારો પર રોક લગાવી. તૈયાર થઈને નીચે ઊતરી તો સામે નિકુંજ મળ્યો. "કઈ બાજુ, ઝાડી તરફ?" એણે હકારમાં માથું હલાવ્યું. "એક વાત પૂછું?" "પૂછ." "હું તમારો સ્કેચ બનાવું?" "યા.. વાય નોટ!" "ભલે તો કાલે સવારે દસ વાગે, પાક્કું?" "અફકોર્સ", કહી મેધા નીકળી પડી. સ્કેચ વખતે આડીઅવળી અનેક વાતો કરી નિકુંજે મેધાને હસાવી. હી ઈઝ રિયલી જોવીએલ. પછી બન્નેએ સાથે લન્ચ લીધું. મેધાએ એને વિનીત વિશે વાત કરી ને પોતે કેવી રીતે નીકળી પડી એ પણ કહ્યું. ખરેખર કોઈની સાથે વાત કરવાથી મન હળવું થાય છે. નિકુંજ પ્રશ્નો પૂછી પૂછી એને વિશે વધારે જાણવાની કોશિશ કરે છે પણ પોતાના વિશે કંઈ બોલતો નથી. રીઝર્વ તો નથી લાગતો તો પછી-

• અહીં આવ્યાને પંદર દિવસ થઈ ગયા છે. એ હિસાબ કરે છે, કેટલા દિવસ ચાલે એટલા પૈસા છે? છેલ્લા થોડા દિવસોથી જમવાનો ખર્ચ તો નિકુંજ કરે છે. એણે એક-બે વાર આપવાની કોશિશ કરેલી પણ એ માન્યો નહિ. મેધાને ખબર છે સ્ત્રી ખર્ચ કરે તો પુરુષોનો અહમ્ ઘવાતો હોય છે. નિકુંજની કંપની એને ગમે છે પણ એક વાત સતાવે છે. શું સ્ત્રીને કોઈ ને કોઈ પુરુષનું આલંબન લેવું જ પડવાનું? જોકે પ્રશ્ન થાય એવી સ્થિતિ હજુ ઊભી નથી

થઈ અને આલંબન લેવાનું જ હોય તો વિનીતનું શું ખોટું હતું!

• એને નવાઈ લાગે છે. આજે ઘણા દિવસે વિનીત સાંભર્યો. શું એ માનસિક રીતે વિનીતથી સ્વતંત્ર થઈ ગઈ છે કે પછી એની જગ્યાએ નિકુંજ ગોઠવાઈ ગયો છે! ના, નિકુંજ માટે એ એવી રીતે નથી વિચારતી. એ સારો વ્યક્તિ છે, કલાકાર છે, ગુડ કંપની, યસ પણ એથી વિશેષ કશું નહિ.

• ઇન્ટરકોમ વાગી રહ્યો હતો. હોટલનો સ્ટાફ કહે છે, મુંબઈથી કોઈ મિ. વિનીત.... વિનીત? એ કેવી રીતે..? એણે ફોન લીધો ને વાત કરી... ''હા, એ ઓલરાઈટ છે.... બધું બરાબર છે, કોઈ તકલીફ નથી... નહિ પાછા આવવાનું શક્ય નથી... હા, વિચારીશ પણ એ શક્ય નથી... ના, તું અહીં આવીશ તો મારે બીજે જવું પડશે.. પ્લીઝ, ડોન્ટ ડૂ ધેટ... ઓકે, આઈ વીલ ટેક કેર.. શ્યોર, વીલ કોલ યુ લેટર...''

• નવાઈની વાત છે! પોતે કોઈને પણ જણાવ્યા વિના આવી છે તો પછી વિનીતને કેવી રીતે ખબર? એ શું એની જાસૂસી કરાવે છે! એનો મૂડ ઑફ થઈ ગયો. જમવા બોલાવવા નિકુંજનો ફોન આવ્યો તો એને પણ ના પાડી દીધી. રૂમમાં જ કશું મગાવીને ખાઈ લીધું. નીચે ઊતરવાનું મન ના થયું. રાત્રે મોડે સુધી એ વિચારતી રહી.

• સવારે લોબીમાં નિકુંજ મળી ગયો તો કહે, "કાલે રાત્રે જમવા કેમ ના આવ્યાં? મેં કેટલી રાહ જોઈ, ખબર છે?" "મેં ના તો પાડી હતી પછી રાહ જોવાનો સવાલ ક્યાં હતો?" "મને એમ કે તમે વિચાર બદલશો, ખેર, તબિયત તો સારી છે ને?" "હા, તબિયત સારી છે પણ કાલે વિનીતનો ફોન આવેલો." "ઓહો, એમાં ત્યારે તો.. પણ એમાં અમારા પર શું કામ?" "નિકુંજ, મારે એ જાણવું છે કે વિનીત તને કેટલા પૈસા આપે છે?" નિકુંજ ડઘાઈ ગયો. થોથવાતાં બોલ્યો, "શેના પૈસા? તમે શેની વાત કરો છો?" "એક્ટિંગ સારી કરી જાણે છે તું, મને મૂર્ખ ના સમજીશ. ક્યારથી જાસૂસી કરે છે મારી?" "એવું નથી, તમે ખોટું સમજી રહ્યાં છો. તમારા પર્સમાં મેં કાર્ડ જોયેલું ને મને તમારી ચિંતા થતી હતી એટલે જ.."

• બપોરે બાર વાગે હોટલમાંથી ચેકાઉટ કરીને એ નીકળી ત્યારે મન હળવું થઈ ગયું હતું. હવે કોઈ આલંબનની જરૂર નહોતી. વિનીત સાથે જોડતો છેલ્લો તાર પણ તૂટી ગયો હતો. ટ્રેનમાં બેઠી ત્યારે એણે ખાતરી કરી લીધી હતી કે નિકુંજ એની પાછળ તો નથી આવતો ને! જોકે હવે ખાતરી કરવાની કોઈ આવશ્યકતા નહોતી. એણે બારીમાંથી બહાર નજર કરી ત્યારે એના મુખ પર સ્મિત રમી રહ્યું હતું. વળાંક પર ગાડી પાટો બદલી રહી હતી.

❑❑❑

# વનરાજ ભાટિયા અને ગુલામમોહમ્મદ શેખનાં જેસલમેર કાવ્યો

# એક સંવાદ

☐ અમૃત ગંગર

**સાં**પ્રત વર્ષના મે મહિનાની સાતમી તારીખ ને શુક્રવારના દિવસે દિગ્ગજ મ્યુઝિક કમ્પોઝર વનરાજ ભાટિયા (જેમનો સંદર્ભ મેં છેલ્લે મારા લેખ *ચારુલતા: પાર્શ્વ સંગીતબાંધણી, વનરાજ ભાટિયા ને અન્ય વાતો, નવનીત સમર્પણ*, ડિસેમ્બર ૨૦૨૦માં આપેલો) ના નિધનના દુ:ખદ સમાચાર મળતાં

જ મેં ફોન પર વડોદરા રહેતા આપણા સૌના પ્રિય ચિત્રકાર-કવિ-લેખક-સમીક્ષક અને કલાગુરુ ગુલામમોહમ્મદ શેખને જાણ કરી. ઊંડા શોકની લાગણી વ્યક્ત કરતાં શેખ સાહેબે તેમની છ દાયકા અગાઉની સ્મૃતિઓ ઉલેચતાં મને જે વાત કરી જે મારા માટે નવી હતી અને કદાચ *નવનીત સમર્પણ*ના સૌ સુજ્ઞ વાચકો પણ તે વાતથી અજાણ હશે એમ માનું છું. વિશ્વના બે દિગ્ગજ ગુજરાતી કલાકારોને સાંકળતી આ ઘટના ખૂબ દિલચસ્પ છે, અને કદાચ જાહેરમાં તેના વિશે પહેલી વાર અહીં લખાઈ રહ્યું છે.

વાત ૧૯૬૩ના વર્ષની છે જ્યારે ગુલામમોહમ્મદ શેખ છવ્વીસ વર્ષ (જ.૧૬ ફેબ્રુઆરી ૧૯૩૭)ના નવયુવાન હતા; પશ્ચિમી અને ભારતીય સંગીતના કમ્પોઝર વનરાજ ભાટિયા (૩૧ મે ૧૯૨૭-૭ મે ૨૦૨૧) તેમનાથી દસ વર્ષ મોટા. શિક્ષક તરીકે યુવાન ગુલામમોહમ્મદ શેખનો ૧૯૬૦-૬૩નો ગાળો એટલે વડોદરાની મહારાજા સયાજીરાવ ગાયકવાડ યુનિવર્સિટીના કલાવિભાગમાં કલા-ઇતિહાસનું અધ્યાપન, જે ફરી પાછું ૧૯૬૭થી ૧૯૮૧ના દીર્ઘ ગાળામાં ચાલુ રહ્યું હતું, ૧૯૮૨થી ૧૯૯૩ લગી તેઓ ચિત્રકલા વિભાગમાં પ્રોફેસર અને અધ્યક્ષ હતા. ૧૯૯૩માં એમણે સ્વૈચ્છિક નિવૃત્તિ લીધી. શિક્ષણકાર્ય સાથે ચિત્રકામ ને લેખનકાર્ય સમાંતરે ચાલે. વનરાજ ભાટિયા ૧૯૫૯માં પારીસથી ભારત પાછા આવ્યા હતા. પારીસમાં તેમને ફ્રેન્ચ સરકારની સ્કોલરશીપ હેઠળ કન્ઝર્વેટ્વા દ પારીસમાં નાદિયા બૂલાંજે (૧૮૮૭-૧૯૭૯)ના માર્ગદર્શનમાં સંગીતની ઉચ્ચતર તાલીમ લેવાની તક મળી હતી. તેનાથી પહેલાં વનરાજ ભાટિયાએ લંડનની પ્રતિષ્ઠિત રૉયલ ઍકેડેમી ઑવ મ્યુઝિકમાં તાલીમ લીધી હતી. ૧૯૬૦માં તેમની દિલ્હી યુનિવર્સિટીના વૅસ્ટર્ન મ્યુઝિકોલૉજી વિભાગના રીડર તરીકે નિમણૂક થઈ હતી પણ એ કામ તેમને બહુ જામ્યું નહોતું. છોડી દીધું.

ભારતીય ન્યૂ વેવ સિનેમાને સંગીત (પાર્શ્વ તેમજ પ્લેબૅક)નો તદ્દન નવો ઓપ આપવા માટે વનરાજ ભાટિયાનું પ્રદાન વિશિષ્ટ રહ્યું છે. ફિલ્મ સંગીત સિવાય જાહેરાતી ફિલ્મોનાં જિન્ગલ્સ (લગભગ ૭,૦૦૦; લિરિલ સાબુની જાહેરાતનું તેમણે કમ્પોઝ કરેલું સંગીત હજી ચર્ચાય છે) તેમજ ‘ખાનદાન’, ‘તમસ’ અને ‘ભારત એક ખોજ’ જેવી ટેલિવિઝન સિરિયલોને સંગીતબદ્ધ કરવા માટે તો એ પ્રસિદ્ધ હતા જ પણ શુદ્ધ શાસ્ત્રીય સંગીતના ક્ષેત્રે તેમની સિમ્ફની અને ઑપેરા કૃતિઓ પણ ભારત તેમજ વિશ્વનાં પશ્ચિમી શાસ્ત્રીય સંગીતના રસિક વર્તુળોમાં ખૂબ વખણાઈ છે. તેમની કારકિર્દીના પાછળનાં વર્ષોમાં વનરાજ ભાટિયા ભારતીય અને

જેસલમેરનો ગઢ, ૧૯૬૩. તસવીરો: ગુલામમોહમ્મદ શેખ

પશ્ચિમી સંગીતની શાસ્ત્રીય શૈલીઓ મિશ્રિત ઑપેરા સ્વરૂપને વિકસાવવા માટે સમર્પિત થયેલા. ચોરાણુ વર્ષના જીવનના અંતે તેઓ ગિરીશ કર્નાડના ત્રિઅંકી નાટક *અગ્નિવર્ષા*ને અનોખા ઑપેરામાં ઢાળવામાં વ્યસ્ત હતા. તેના બે અંકોની સ્વરલિપિ (નોટેશન / સ્કોર) તૈયાર પણ કરી હતી. અને તેનું પ્રીમિયર ૨૦૧૨ના વર્ષમાં ન્યૂયોર્ક સિટીમાં થયું હતું. તેના નિર્માતા હતા સોપ્રાનો જ્યુડિથ કેલૉક. કમનસીબે વનરાજ ભાટિયાએ તેમનો અંતિમ મૅગ્નમ ઑપસ *અગ્નિવર્ષા* ઑપેરા પૂર્ણ થાય તે પહેલાં જ વિદાય લઈ લીધી. યોગ્ય લિબ્રેટ્ટિસ્ટ મળવાની મુશ્કેલી વિશે તેમની ફરિયાદ રહેતી હતી.

પણ તેમની મ્યુઝિક કમ્પોઝરની દીર્ઘ કારકિર્દી દરમિયાન તેમણે કેટલાંક ગુજરાતી કાવ્યોને પશ્ચિમી સંગીતમાં ઢાળ્યાં હતાં એ વાત ખરેખર અનન્ય કહેવાય. ગુલામમોહમ્મદ શેખનાં 'છ જેસલમેર કાવ્યો'ને વનરાજ ભાટિયાએ પશ્ચિમી સંગીતમાં ઢાળ્યાં હતાં. વળી આ મ્યુઝિકલ કમ્પોઝિશનોને પરંજોતી ઍકેડૅમી કોરસ ઑવ બૉમ્બેના વૃંદગાયકોએ જાહેર કાર્યક્રમમાં પરિણત કર્યાં હતાં. છએક દાયકાનાં વહાણાં વહી ગયાં છે આ વાતને.

ઓગણીસો બાસઠ કે ત્રેસઠમાં ગુલામમોહમ્મદ શેખ અને વનરાજ ભાટિયાની પ્રથમ મુલાકાત વડોદરામાં થઈ હતી. આ બેઉ કલાકારોનાં નામ

ભવિષ્યમાં વિશ્વસ્તરે પંકાશે તેનો અણસાર તો 'જેસલમેરનાં કાવ્યો' અને તેમની સંગીતબાંધણીમાં આવી જ ગયો હતો. શેખ સાહેબ તો પદ્યની સાથે ગદ્ય લેખનના પણ માહિર. તેમનાં બે પુસ્તકો (૧) *નીરખે તે નજર*, ૨૦૧૬, અને (૨) *ઘેર જતાં*, ૨૦૧૮ ગુજરાતના સાહિત્ય અને કલારસિકોએ અવશ્ય વાંચવાં જોઈએ.

૭-૫-૨૦૨૧ના શુક્રવારે ચોરાણું વર્ષના વનરાજ ભાટિયાના દેહાંતના ખબર મળતાં જ શેખ સાહેબના મનમાં 'છ જેસલમેર કાવ્યો' અને વનરાજ ભાટિયાએ એ કાવ્યોને સ્વરબદ્ધ કર્યાંની સ્મૃતિઓ સળવળવા લાગી; માંડીને વાત કરી. પાર્થિવ સ્તરે વનરાજ ભાટિયા તો સમયની અગમ્યતામાં વિલીન થઈ ગયા છે પણ એમની અસામાન્ય કહી શકાય તેવી કેટલીક સ્મૃતિઓની અહીં *નવનીત સમર્પણ*ના સુજ્ઞ વાચકો સાથે લ્હાણી કરીએ છીએ. **– અ**

***અમૃત:*** *શેખ સાહેબ તમે પહેલી વાર વનરાજ ભાટિયાને રૂબરૂ ક્યાં અને ક્યારે મળ્યા હતા?*

**શેખ સાહેબ:** અધૂરું યાદ છે તેથી એ ગાળો ૧૯૬૨-૬૩નો ગણાય. વનરાજ થોડાં વર્ષો પહેલાં યુરોપ (કદાચ પારીસ) થી પાછા ફર્યા હતા પણ વડોદરે કેમ પહોંચ્યા તે કળવું જરા અઘરું છે. અનુમાન કરું તો એમ લાગે છે કે કદાચ એમી કુલશ્રેષ્ઠ (જૂના વડોદરા રાજ્યના તબીબ કેદારનાથ કુલશ્રેષ્ઠનાં પત્ની) મૂળ વિએનાનાં, એટલે પાશ્ચાત્ય સંગીતનાં શોખીન અને જાણકાર. એમને મુંબઈ કે બીજે ક્યાંક ભટકાઈ ગયાં હશે અને એમણે વનરાજને વડોદરા આવવાનું કહ્યું હશે. મેં એમને પહેલીવાર ફૅકલ્ટી ઑવ ફાઇન આર્ટ્સમાં હું ભણાવતો હતો એના પરિસરમાં જોયા. એ વખતે એ જરા પાતળિયા અને સફેદ સૂટ પહેરી આવ્યા હતા. કુલશ્રેષ્ઠ દંપતીની પુત્રી માયા અને વિવાન સુંદરમ્ એ વખતે ફાઇન આર્ટ્સમાં ભણતાં હતાં. એ બેય વનરાજને લઈને ફરતાં હતાં. વનરાજે અમારી ફૅકલ્ટીના સભાગૃહમાં 'પશ્ચિમી સંગીત' પર વ્યાખ્યાન આપ્યું હતું તે ખૂબ વખણાયું. પછી એ યુનિવર્સિટીની મ્યુઝિક કોલેજમાં પણ વ્યાખ્યાન દેવા ગયા હતા, એવું યાદ છે.

*અ: પણ હજી તમારી એમની સાથે રીતસરની ઓળખાણ નહોતી થઈ, ખરું?*

શે: ના, પણ પછી હું એમને કુલશ્રેષ્ઠને ત્યાં કે ફૅકલ્ટીના પરિસરમાં ફરી મળ્યો ત્યારે સરખી ઓળખાણ થઈ. બે-ત્રણ વાર મળવાનું થયું. પછી કહે કે દિલ્હી આવે તો મારે ત્યાં રહેજે. ૧૯૬૩ના ફેબ્રુઆરીમાં દિલ્હીની કુનિકા-કેમોલ્ડ ગેલેરીમાં મારાં ચિત્રોનું પ્રદર્શન ભરાયું ત્યારે હું એમના નિઝામુદ્દીન (કે ડિફેન્સ કોલોની) વાળા ઘરમાં થોડા દિવસ રોકાયો હતો. એ દરમ્યાન હું

જેસલમેરની શેરી, ૧૯૬૩

એમની સાથે ઈબ્રાહીમ અલકાઝીનું નાટક જોવા ગયો હતો એવુંય કાંઈક યાદ છે. ત્યારબાદ (વરસ યાદ નથી) મેં નેશનલ સ્કૂલ ઑવ ડ્રામા (એન.એસ.ડી.)ના ખુલ્લા, મેઘદૂત ઓડિટોરિયમમાં બર્લિનેર ઓન્સામ્બલના ફ્રિત્ઝ બેનેવિત્ઝે દિગ્દર્શિત કરેલું બર્ટોલ્ટ બ્રેખ્તનું નાટક ‘થ્રી પેની ઓપેરા’ જે હિન્દીમાં ‘તીન ટકે કા સ્વાંગ’ નામે ભજવાયું, એ જોયું. એ નાટકનું સંગીત વનરાજ ભાટિયાએ કમ્પોઝ કર્યું હતું. નાટક તો ગજબનું હતું અને વનરાજનું સંગીત પણ એવું જ અદ્‌ભુત.

*અ: જેસલમેર કાવ્યો કેવી રીતે ઉદ્‌ભવ્યાં હતાં?*

શે: હું અને ભૂપેન ૧૯૬૩ના જાન્યુઆરીમાં જેસલમેર ગયા ત્યારે એ લખાયાં. ભૂપેને થોડા રેખાંકનો કર્યાં હતાં. મને બરાબર યાદ છે કે અમે ટ્રેઇનમાં બેસી પોખરણ પહોંચ્યા, ત્યાં કોઈ ધર્મશાળામાં રાતવાસો કરી બીજી વહેલી સવારે જેસલમેરની બસ પકડી હતી. એ ત્રણ-ચાર દિવસમાં જેસલમેરનો જબરદસ્ત કિલ્લો અને મહેલ-મહેલાતોની બાંધણી જોઈને અમે દંગ રહી ગયા હતા. કેટલીય, જૂની અને હવડ પડેલી હવેલીઓના ઝરૂખાઓની બારીક કોતરણી તો મુગ્ધ કરે એવી હતી જ, પણ ઉપરની નગરીને જાણે કે બાવડામાં બાંધી ઊભેલો ગઢ તો જોનારાને છક કરી દે એવો પ્રભાવક હતો. મેં તો ચોમેર રખડીને, કિલ્લાથી

આઘે જઈને ખૂબ તસવીરો પાડી. એ બ્લૅક એન્ડ વ્હાઇટ રંગીન છબીઓને હમણાં ડિજીટાઇઝ પણ કરી છે.

*અ: એ ગાળામાં તમે જેસલમેર તરફ કેવી રીતે આકર્ષાયા હતા? રાજસ્થાનના બીજા કોઈ નગર તરફ કેમ નહીં?*

શે: ફાઇન આર્ટ્સમાં ભણતી વેળા ‘સ્ટડી-ટૂર’ થતી. એમાં ઉદયપુર અને નાથદ્વારાનો ફેરો થયો હતો, પણ જેસલમેર જવાનું થયું નહોતું. મને લાગે છે કે વરિષ્ઠ કળાકાર એમ.એફ. હુસેન (કદાચ ૧૯૬૨ના અંત ભાગે) જેસલમેર ગયા ત્યારબાદ કળા-વર્તુળોમાં જેસલમેરની વાતો ફેલાઈ હતી અને અમનેય ત્યાં જવાની તાલાવેલી થઈ હતી.

બીજી એક વાત. મને અને બધાને ખબર કે હુસેન તો જ્યાં જાય એ જગ્યાનાં રેખાંકનો કે ચિત્રો કર્યાં વગર રહે નહિ. એ વખતે હું ‘ક્ષિતિજ’નો કલા-વિભાગ સંભાળતો: મને થયું કે ક્ષિતિજના પૂંઠા માટે હુસેનનું જેસલમેર પરનું રેખાંકન મેળવીએ તો? ૧૯૬૩ના જાન્યુઆરીનો ગાળો હશે, એ વખતે ભૂપેન મુંબઈમાં હતો. મેં એને કહ્યું કે જા, એમને ભૂલાભાઈ ઇન્સ્ટિટ્યુટના સ્ટુડિયે મળીને એકાદું રેખાંકન લઈ આવ. એ ગયો અને એમણે તો એકને બદલે ત્રણ-ચાર મોટાં (ઇમ્પિરિયલ સાઇઝનાં કાળી શાહીમાં કરેલાં) રેખાંકનો એમને ભળાવ્યાં. એમાંનું એક ‘ક્ષિતિજ’ના નવલકથા વિશેષાંક (નં.૪૩-૪૪, ફેબ્રુઆરી ‘૬૩)ના બેય પૂંઠે છપાયું.

*અ: તમારાં જેસલમેરનાં કાવ્યો પણ ‘ક્ષિતિજ’માં જ પ્રગટ થયેલાં? બીજું, વનરાજ ભાટિયાને આ ગુજરાતી કાવ્યોની જાણ કેવી રીતે થઈ હતી?*

શે: ના, એ ‘ક્ષિતિજ’માં નહીં, ભોગીલાલ ગાંધી જેનું સંપાદન કરતા તે ‘વિશ્વમાનવ’ના માર્ચ-એપ્રિલ ૧૯૬૩ના બેવડા અંકમાં છપાયાં હતાં. ત્યારબાદ મારો કાવ્ય-સંગ્રહ ‘અથવા’ (બુટાલા એન્ડ કંપની, ૧૯૭૪) પ્રગટ થયો ત્યારે ક્રમ સાચવ્યો પણ પાઠ બદલ્યો હતો. વનરાજને જેસલમેર કાવ્યોની જાણ કેમ થઈ એ યાદ નથી. મૂળે કચ્છી ભાટિયા એટલે ગુજરાતી જાણે, કદાચ મુંબઈના સાહિત્ય-વર્તુળમાંથી કોઈએ એમને દેખાડ્યાં હશે. એ કાવ્યોને સંગીતમાં ઢાળવા માટે એમણે મને પૂછ્યું હશે, પણ એનીય સાંભરણ નથી. અંગ્રેજી અનુવાદ પણ મંગાવ્યા હશે. મારી પાસે ચાર કાવ્યોના સલીમ પીરાદીનાએ કરેલા તે, એક આદિલ જસાવાલાએ કર્યો હતો તે અને છેલ્લા કાવ્યનો મેં કરેલો અનુવાદ મેં એમને મોકલ્યો હતો.

*અ: ને પછી વનરાજ ભાટિયાએ તેમણે કલ્પના કરેલી સંગીત-બાંધણી વિશે તમારી સાથે મસલત કરી હતી?*

શે: કંઈક એવું યાદ છે કે કાવ્યોને ઢાળવામાં વનરાજને વિખ્યાત ‘ગ્રેગોરિયન ચૅન્ટ્સ’ કે મંત્ર-સ્તુતિઓ જેવા સંગીતને સાંકળવાની નેમ

જેસલમેર, ઝાલિમસિંહની હવેલી

હતી. કદાચ એને મન એ સંગીતમાં એક નોધારી મધ્યયુગીન નગરી પર આધારિત કાવ્યોના ભાવાર્થને લગોલગ ભાવ દેખાયો હશે. અહીં એ પણ ઉમેરવું જરૂરી લાગે છે કે વનરાજ તો પોતાની રીતે, પોતાનું સ્વતંત્ર એવું સંગીત રચવા પ્રતિબદ્ધ હતા, 'ગ્રેગોરિયન ચૅન્ટ્સ' તરફ તો માત્ર ઇશારો હતો.

હું ત્રણ વર્ષ લંડન રહ્યો તે દરમિયાન પશ્ચિમી શાસ્ત્રીય સંગીત સાંભળેલું અને હું ગ્રેગોરિયન ચૅન્ટ્સથી પણ વાકેફ હતો. મારું મન જો કે જાઝ તરફ ઝાઝું ઢળેલું અને પશ્ચિમી શાસ્ત્રીય સંગીતનું ખેંચાણ જરા ઓછું. આમ છતાંય મારાં ગુજરાતી કાવ્યો પશ્ચિમી સંગીતના ઢાળે મઢાય એ વાત માત્ર અનેરી હતી.

*અ: અને એ કાવ્યો સંગીતબદ્ધ થયાં બાદ તેમને મુંબઈની પરંજોતી કોરસ ઍકેડૅમીના ગાયકવૃંદે ગાયાં હતાં, ખરું? તમે એ કાર્યક્રમમાં હાજર રહ્યા હતા?*

શે: મેં પરંજોતી ક્વાયરનું નામ સાંભળેલું, પણ એ વિષે બીજી માહિતી નહોતી. મુંબઈના એક હૉલ (કદાચ પાટકર)માં કાર્યક્રમ યોજાયો તેનું આમંત્રણ મને ટેલિફોન દ્વારા મળ્યું હતું. ૧૯૭૭ની વાત છે. મારા મનમાં અવઢવ હતી કે પશ્ચિમી સંગીતમાં ઢાળેલાં મારાં કાવ્યોને હું ઝીલી શકીશ કે નહિ. મારી મૂંઝવણની વાત મેં મારા મિત્ર હરિદાસ પટેલને કરી અને તેને મારી સાથે આવવા કહ્યું. કાર્યક્રમ પહેલાં થતા નિવેદન (announcement)માં આયોજકોએ જે કવિનાં કાવ્યો તેઓ રજૂ કરવાનાં હતાં તેનાં કવિના નામનો ઉલ્લેખ કર્યો હતો કે નહિ (અને ત્યારે હું સભાગૃહમાં શ્રોતાઓ વચ્ચે હાજર હતો) તે બરાબર યાદ રહ્યું નથી, પણ મને લાગે છે કે એમાં મારા નામની કે મારી

હાજરીની નોંધ લેવાઈ નહોતી એથી પૂરા કાર્યક્રમ દરમ્યાન અસ્વસ્થતાની અને કાર્યક્રમથી દૂર રહ્યાની લાગણીઓ અનુભવી હતી. જો કે વૃંદગાયકો ગુજરાતી ભાષાના કાકૂઓને સરખા સાચવી મારા શબ્દોને ચુસ્તીપૂર્વક ગાતાં હતાં તેની સારી છાપ પડી હતી. મારી વ્યાકુળતાને કારણે, કાર્યક્રમ પૂરો થતાં હું વનરાજને ઉમળકાપૂર્વક મળી શક્યો નહિ. હરિદાસને કાર્યક્રમ ખૂબ ગમ્યો હતો તેથી એને મારી વર્તણૂક વિચિત્ર લાગી હતી અને એ થોડો ચિડાયો પણ હતો.

છેવટે કાર્યક્રમની છપાયેલી સ્મરણિકા (brochure) મળી તેમાં મારા નામનો ક્યાંય ઉલ્લેખ નહીં જોતાં હું ડઘાઈ ગયો. એમાં કાવ્યોના અંગ્રેજી અનુવાદો છપાયા હતા તેમાંય કવિ કે અનુવાદકોનાં નામ નહોતાં! વળી એ અનુવાદકોના પાઠમાં કોઈએ અણછાજતી છૂટ લઈને શબ્દો અને ઉક્તિઓને ફેરવી નાખી હતી. સલીમ પીરાદીના અને આદિલ જસાવાલા જેવા સિદ્ધહસ્ત કવિઓ અને અનુવાદકોના પાઠને મારીમચડીને રજૂ કરવા બદલ મને ગુસ્સો ચડ્યો તેથી મેં આયોજકોને એ વિષે ખખડાવતો કાગળ લખ્યો અને નકલ વનરાજનેય બીડી. કેટલોક વખત વીત્યો ત્યારે આયોજકોમાંની એક વ્યક્તિએ લેખિત માફી માગી હતી અને ભવિષ્યના પ્રકાશનમાં એ ભૂલ સુધારી મૂળ પાઠ છાપવાની ખાતરી આપી હતી એવું યાદ છે, પણ એ કાગળ સચવાયો નથી. મને કોઈએ જણાવ્યું હતું કે જેસલમેર કાવ્યોવાળો કાર્યક્રમ ત્યારબાદ ક્યાંક અમેરિકામાં યોજાયો હતો પણ મને એની કોઈ સ્મરણિકા મળી નહિ.

*અ: મુંબઈના એ કાર્યક્રમનું ઑડિયો કે વિડિયો રેકોર્ડિન્ગ નહોતું થયું? કે પછી ફરીવાર એ કાર્યક્રમ અમેરિકા કે યુરોપમાં રજૂ થયેલો ત્યારે તમારાં કાવ્યોને સંગીતબદ્ધ કરાયાં હતાં તો તેની એક કૉપી પ્રાપ્ત કરવાના તમે હક્કદાર હતા એમ નિઃશંક કહી શકાય.*

શે: વખત જતાં કડવાશ ગઈ ત્યારે વનરાજે મને પૂરા કાર્યક્રમનું રેકોર્ડિંગ મોકલવાનું કહ્યું. એ મોટા સ્પૂલમાં મળેલા રેકોર્ડિંગને મેં મારા સોની ટેઇપ રેકોર્ડર પર વગાડ્યું. તેમાં કાર્યક્રમના નિવેદન (announcement)માં મારા નામનો સ્પષ્ટ ઉલ્લેખ સાંભળ્યો. મને હજુ સુધી ખબર નથી પડી કે એ ૧૯૭૭માં યોજાયેલા કાર્યક્રમનું સંપૂર્ણ રેકોર્ડિંગ હતું કે પછી એ રિ-રેકોર્ડિંગ હતું જેમાં નિવેદન સુધારીને મારા નામનું ઉમેરણ કર્યું હતું. ત્યારબાદ મારે વનરાજને મળવાનું થયું ત્યારે મેં એને પૂછ્યું કે એને ગુજરાતી કાવ્યોને સ્વરબદ્ધ કરવાનો વિચાર કેવી રીતે આવ્યો અને એ કાવ્યોને પશ્ચિમી સંગીતના સ્કોરમાં ઢાળવાનું વિચિત્ર કે વિલક્ષણ લાગ્યું હતું કે નહિ. વનરાજે કહ્યું કે પશ્ચિમી સંગીતના ઘણા સ્કોર

જેસલમેરની બજાર, ૧૯૬૩

જુદીજુદી યુરોપીય અને લેટીન ભાષામાં છે, તો એ ગુજરાતીમાં હોય તો એમાં શું ખોટું? પછી એ પણ કહ્યું કે પરંજોતી એકેડેમીને એ સમજાવતાં પગે પાણી ઊતર્યાં હતાં, પણ છેવટે વૃન્દના દરેક ગાયકને ગુજરાતીના દોષરહિત ઉચ્ચાર કરવા શિખવાડવાનું કામ કપરું પણ ભારે જહેમતે પાર પાડ્યું હતું.

હમણાં મારાં જૂનાં કાગળિયાં ફંફોસતાં મને વનરાજનો '૭૭ની ૭મી ઓક્ટોબરનો કાગળ મળી આવ્યો, એમાં એ ચોખ્ખું ભણે છે કે, 'મારા સંગીતને પશ્ચિમી ઢબનું ગણાવતાં વિધાનોથી મને ચીડ ચડે છે' અને સ્પષ્ટતા કરે છે કે 'એ તો જાણે એવું કહેવાય કે તારાં ચિત્રો પશ્ચિમી ઢબનાં છે કારણ કે એ નંદલાલ બોઝ કે વળી રવિ વર્મા જેવાં નથી! તારાં ચિત્રો (કેલેન્ડર આર્ટને મળતાં નહિ હોવા છતાં) જેટલાં ભારતીય છે તેટલું મારું સંગીત પણ (એ રવિશંકર કે એવાં સંગીતકારો જેવું નહિ હોવા છતાં) ભારતીય છે.'

સંગીતની દુનિયામાં ગુજરાતી કાવ્યોને આધુનિક સ્કોરમાં ઢાળવાનો બીજો અખતરો થયો હોય તો એની મને જાણ નથી.

*અ: અને જ્યારે તમે વનરાજ ભાટિયાએ મોકલાવેલ રેકોર્ડિંગ સાંભળ્યું ત્યારે તમારા મન અને હૃદયમાં કેવી ઊર્મિઓ ઊપજી હતી?*

શે: જ્યારે મેં કોઈ પણ જાતના પૂર્વગ્રહ વગર રેકોર્ડિંગ સાંભળ્યું તો મને એ સંગીતનો મોહક સ્કોર હૃદયસ્પર્શી લાગ્યો. મને એ પણ લાગ્યું કે વનરાજે એ કાવ્યોની બાંધણીને ઊંડાણપૂર્વક ઉકેલીને કાવ્યતત્ત્વ અને કાવ્યોનાં સૂક્ષ્મ રહસ્યો પકડ્યાં છે. આને કારણે સ્વરબદ્ધતામાં અદ્‌ભુત ભાવ ભળ્યા છે. ઊઘડતી વેળા ધીમું અને નિયંત્રિત ચલન ભારતીય સંગીતના આરોહ-અવરોહ જેવું ઊતરે

અને ચડે છે અને આગળ ચડતાં એ પરાકાષ્ઠાને અડતું થાય છે. તેમાં કાવ્યની 'નફ્ફટ થઈને ડમરીની પૂંઠે ચાલી નીકળેલી નગરી'નો ઉત્કટ ભાવ સાકાર થાય છે. ઊંચો સૂરપ્રવાહ નીચે ઊતરતાં હળવા તરંગોમાં પરિવર્તિત થઈને છેવટે મંદમંદ સ્વરે શાંત સ્વરૂપે ઓગળે છે તેમાંય છેલ્લા કાવ્યની સ્મૃતિમય ક્ષણો પડઘાય છે. 'જેસલમેર' કાવ્યોના હાર્દમાં, રણને અને ઇતિહાસને છેડે ફેંકાઈ ગયેલી અને ભૂતકાળની ક્ષીણ સ્મૃતિઓને વાગોળતી ને સપનાવતી નગરીની કલ્પના છે: વનરાજનો સંગીતમય સ્કોર એ ઝુરાપાના ભાવની લગોલગ ચાલે છે.

**નોંધ:** સાતમી મેના દિવસે વનરાજ ભાટિયાના નિધનના દુ:ખદ સમાચાર આપવા માટે દિલ્હી-સ્થિત ફિલ્મ દિગ્દર્શક અને મિત્ર કુમાર શહાની (૮૧)ને પણ ફોન કર્યો હતો. વનરાજ ભાટિયાએ શહાનીની બે હિન્દી ફિલ્મકૃતિઓ *તરંગ* (૧૯૮૪) અને *કસબા* (૧૯૯૧)ને ખૂબ અનેરી રીતે સ્વરબદ્ધ કરી છે. એપ્રિલમાં મને કુમાર શહાનીએ વનરાજ ભાટિયાની તબિયતની ભાળ મેળવવા માટે ફોન કર્યો હતો અને સાથે કહ્યું હતું કે વિવાન સુંદરમ્ (૭૮) તેમના વિશે ચિંતિત છે. સાતમી મેના દિવસે મેં દિલસોજી આપવા માટે શ્યામ બેનેગલ સાહેબને પણ મૅસેજ મોકલાવેલો. તરત જ શ્યામબાબુએ ઉત્તર આપતાં કહ્યું, "દુ:ખદ પણ અનિવાર્ય. તેઓ પૂર્ણ જીવ્યા, તેમના ઘેર જ તેમના જ બિછાનામાં અંતિમ શ્વાસ લીધો. પુણ્યશાળી આત્મા." વિદિત છે તેમ શ્યામ બેનેગલની મોટા ભાગની ફિલ્મકૃતિઓને વનરાજ ભાટિયાએ સ્વરબદ્ધ કરી છે. સત્યાસી વર્ષના શ્યામબાબુ હાલે બંગબંધુ શેખ મુજીબુર રહેમાન પર ફિલ્મ બનાવી રહ્યા છે. ચોર્યાસી વર્ષના ગુલામમોહમ્મદ શેખ હજી ૧૯૬૩ જેવા જ ચિત્રકળા, ગદ્ય-પદ્ય સર્જન ને શિક્ષણક્ષેત્રે વ્યસ્ત છે. સલામ સાહેબ.

**ગ્લૉસરી:**

પરંજોતી: મૂળ તમિળ શબ્દ પરંજોતીનો અર્થ થાય દિવ્ય પ્રકાશના આકારમાં ઈશ્વર. ઈ.સ.૬૩૦-૬૬૮ દરમિયાન દક્ષિણ ભારત પર જેનું શાસન હતું તે પલ્લવ રાજા નરસિંહવર્મનના લશ્કરી વડા સિરુથોન્ડર, જે પરંજોતી તરીકે લોકપ્રિય હતા. પરંજોતી ઍકેડૅમી કોરસ બૉમ્બેના સ્થાપક તમિળભાષી વિક્ટર પરંજોતી (૧૯૦૬-૧૯૬૭), કોરસ / ક્વાયર કે પશ્ચિમી સંગીત પરંપરાગત વૃંદગાનના અગ્રણી ગણાય છે.

ઑપેરા: પશ્ચિમનું ગીતિનાટ્ય.

લિબ્રેટિસ્ટ: ઑપેરાનો પાઠ (ટેક્સ્ટ) લખનાર વ્યક્તિ.

સોપ્રાનો: ઉચ્ચતમ સ્વરમાં ગાવાવાળી વ્યક્તિ.

ઇમ્પિરિયલ સાઇઝ: ૩૦" x ૨૨"

# જેસલમેર

□ ગુલામમોહમ્મદ શેખ

૧

મરુથલે મોતીમઢ્યું આ નગર,
એને ટોડલે ટોડલે મોર અને ભીંતે ફરે હાથી,
ઝરૂખે ઝરૂખે પથ્થરનું હીરભરત.
બારીએ બારીએ બુટ્ટી તરવારોનાં તોરણ.
સાંજના અજવાળે ભીંતો નારંગી ચૂંદડીની
જેમ ફરફરે,
બારણે લોઢાના કડે
આઠ પેઢીના હાથનો ઘસરકો.
ફળિયે ફરે બેચાર બકરાં શ્યામ
ડેલી બા'ર ડ્હેકાર દે કામઢું ઊંટ.

વચલી વંડીએ સુકાય રાતાં ચીર
અંદરને ઓરડે ફુગાઈ ગયેલા અંધારે
ફરફરે ઢીલી વાટ.
લાલચટક ચૂલાની ઝાળ અને ચૂંદડીના
અજવાળે
રોટલા ટીપતી સોનેરી કન્યા.

૨

કઠણ પથરા કાપી ચણી ઢાલ જેવી
ધીંગી ભીંતો,
ઊંટની ડોક જેવા ઘડ્યા ઝરૂખા,
આંગણાં લીંપ્યાં પૂર્વજોના લોહીથી.
વારસામાં મળેલ
સૂરજનો સોનેરી કટકો વાટી
ઘૂંટ્યો કેસરિયો રંગ,
પટારેથી ફંફોસ્યું કસુંબીનું પાત્ર,
પછી સંભારણાં ગટગટાવતા
વૃદ્ધ પડછાયા ઢળી પડ્યા.

જેસલમેરના ઝરૂખા, ૧૯૮૩

૩

કોટના કાંગરામાંથી માથું કાઢી નગરી નીચે
જોતી'તી.
નમણાં દેખાય બે બાજુનાં ઘર
અને એથીય નમણી અર્ધીપર્ધી હવેલીઓ
વચ્ચેની ગલી.
જાજરમાન નગરી નીચે તાકી રહી હતી.
ત્યારે
ઉત્તરેથી ડમરીના ડંકા સાથે ચડી આવ્યાં ઊંટ
ભૂખરાં, કથ્થાઈ, તેજીલાં ઊંટ
વાવાઝોડાની જેમ હવેલીઓને ઘેરી વળ્યાં
અને જતાં જતાં કિલ્લાને પોઠ પર નાખી નાઠાં.
અવાચક, નગ્ન
નગરી
બે ઘડી હેબતાઈ, ઊભી
પછી નફ્ફટ થઈને ડમરીની પૂંઠે ચાલી નીકળી.

૪

તપ્યો તપ્યો સૂરજ બારે મુખે
અને ઢળ્યો તો ઠારી ગયો બારેય લોકને.
રેતી સૂઈ રહી અનાથ
વાદળાં નાસી ગયાં લાગ જોઈ
નપુંસક તારા હસી રહ્યા
ત્યારે
રણને છેડે બેઠેલાં બધાં ઘર
મરેલાં ઊંટોને કાંધે નાખી ચાલી નીકળ્યાં.
પોઠો પડી વેરાઈ રેતીમાં,
પાઘડાં અસવારોનાં
ચિરાઈ
ઊડ્યાં, ખવાયેલ પક્ષીનાં પીંછાં જેવાં
અને
અધખુલ્લા આદમી
ખુલ્લા મોઢે
ગળચી રહ્યા
રણની કાંટાળી હવાને.

૫

પથરા વચ્ચે ભીંસાયેલા સફેદ ચૂનાના
વાટાઓને પૂછ્યું,
ગેરુ રંગની દીવાલોને પૂછ્યું,
પૂછ્યું ઝેરી લીલાશ પકડતી તોતિંગ બારણાંની
ભોગળોને,
પૂછ્યું હમણાં ફેંકેલા પૂર્વજના જર્જરિત સાફાને,
પાંપણોની છત્રીવાળા ઝરૂખાની કોતરણીમાં
ઢળેલી ઘાટીલી હવાને પૂછ્યું.
કિલ્લાની રાંગે લટકતા ચણિયાનાં ચીથરાંને,
સૂતેલા મહેલને દરવાજે નિર્લજ્જ નખરાં
કરતી ગલીઓને પૂછ્યું.
ગોળગોળ આંખોની બાજુમાં
સુકાતી જતી રેખાઓને,
બાવળને વેંઢારી વસૂકી ગયેલી ધરતીને,
ભાંગેલા ઘુમ્મટના ભુક્કા વચ્ચે સંભોગરત
કપોતયુગલને પૂછ્યું.

બધા પ્રશ્નો બપોર ભાંગતાં સુધીમાં ભુક્કો
થઈ ગયા.
સાંજની સાથે શાન્તિ પૂરની જેમ ધસી આવી
અને જોતજોતાંમાં મારા નાક લગી છલકાઈ ગઈ.
મેં આકાશમાં હમણાં ફૂટેલા તારાઓ તરફ
દયામણી નજર નાખી
કે તરત બન્ને કબૂતર મારી પાંપણોમાં
પુરાઈ ગયાં.

૬

રાતાં રાતાં
લોહીથી ઘેરાં
રણ.
પીળાં પીળાં
આવળથી પીળાં
ઘર.
ધોળો ધોળો હોલા જેવો ગભરુ સૂરજ.
કાળા કાળા
નિસાસાથી ઊંડા બુરજના પથ્થર.
ઝાંખી ઝાંખી
પગના તળિયાથી લીસી પગથી.
ધીમી ધીમી
આછી આછી
ભૂરી ભૂરી
બધી
ગઈ ગુજરી.

# કવિ કાન્તની ખુરશી

## (મારાં ભાવનગરનાં સંસ્મરણો)

☐ પ્રવીણસિંહ ચાવડા

## ૩૦. સ્વામીજીનો પૂર્વાશ્રમ (થોડોક મારો પણ)

**ન**દીનું મૂળ અને સાધુનું કૂળ પૂછવું ન જોઈએ એમ કહેવાય છે. આ માન્યતાની પાછળ રહેલાં ગૂઢ રહસ્યો સુધી આપણી પહોંચ નહીં, પરંતુ આટલું તો સમજાય છે - નદી આપણી નજર સામે વહી રહી છે. અંજલિ ભરીને આચમન કરો, મસ્તક પર અભિષેક કરો, જાતને છુટ્ટી મૂકીને તરો, ડૂબકી મારો. આટલું ઓછું છે?

વળી, સાધુ અને નદી જ નહીં, કોઈ પણ વ્યક્તિ વિશે આ પ્રકારની પડપૂછ કરવી તે સંસ્કારી મનુષ્યનું લક્ષણ નથી.

આપણે ન જ પૂછીએ.

પરંતુ નદી પોતે જ સામેથી દરખાસ્ત મૂકે - મારી આંગળી પકડ, ચાલ, હું તને મારું મૂળ દેખાડું - તો વાત જુદી છે.

એક દિવસ નદીએ મને પૂછ્યું, 'હેવ યુ એની આઈડિયા, સન, અબાઉટ માય પાસ્ટ લાઈફ?'

આપણી સામાન્ય મનુષ્યોની ભાષા જુદી અને સાધુ-સંતો, જ્ઞાનીઓની ભાષા જુદી. શબ્દ એક જ, પણ આપણે એનો દુન્યવી અર્થ કરીએ અને એમને કોઈ ગેબી તત્ત્વ, અભિપ્રેત હોય. તેથી, થોડી સાવધાની જરૂરી હોય છે. 'પાસ્ટ લાઈફ'નો અર્થ શો કરવો? શું સ્વામીજી પોતાના પૂર્વજન્મનું રહસ્ય પ્રગટ કરી રહ્યા હતા?

'-માય પૂર્વાશ્રમ?'

હજી હું સ્વામીજીના આશ્રમને પૂરેપૂરો પામી શક્યો નહોતો ત્યાં વધારે અઘરો વિષય આવ્યો- પૂર્વાશ્રમ!

'સંન્યાસ લીધો, ભગવાં પહેર્યાં, તે પહેલાં હું શું હોઈશ?'

આંખોમાં રમત હતી. બોલ, બચ્ચા, તું કલ્પના કરી શકે છે?

મેં પ્રયત્ન કર્યો 'આપ પ્રોફેસર હશો.'

'નો!'

મલકાતા બેસી રહ્યા તે દરમિયાન મારી સમક્ષ ઝાંખાંઝાંખાં ચિત્રો ઉપસવા લાગ્યાં. સ્વામીજીની કિશોરાવસ્થા અને

યુવાનીનાં વર્ષો. બ્રિટિશ રાજ. પરદેશી શાસન. દેશના શ્રેષ્ઠ લોહીને - ઘટમાં ઘોડા થનગને! - વહેવા માટે એક જ દિશા હતી.

વંદે માતરમ્! ઇન્કિલાબ ઝિંદાબાદ!

બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય. ખુદીરામ બોઝ. ચંદ્રશેખર આઝાદ.

'ભૂગર્ભ પ્રવૃત્તિ કરતા હશો, બોમ્બ બનાવતા હશો.'

'ના.'

ધીરજનો અંત આવી ગયો હતો. હું કરગર્યો, 'સ્વામીજી, આટલું બધું સસ્પેન્સ સારું નહીં.'

સસ્પેન્સ પછી સરપ્રાઈઝ.

'આઈ વોઝ એ રાઈટર. હું લેખક હતો!'

હું માનું છું કે તે ક્ષણે મેં મારું સૂક્ષ્મ કપાળ કૂટ્યું હશે. આ મારી કેવી નિયતિ કે જ્યાં જાઉં ત્યાં સાહિત્યના માણસો જ ભટકાય છે!

* * *

સ્વામીજી પૂર્વાશ્રમમાં લેખક હતાઃ આટલું જાણવા મળ્યું અને મેં માન્યું કે ચાલો, વિષય પૂરો થયો અને આપણે છૂટ્યા.

પરંતુ પ્રશ્નોત્તરી આગળ ચાલી.

'લેખક શું કરે?'

મેં કહ્યું, 'લખે.'

'શું લખે?'

'પુસ્તકો લખે.'

'કેવાં પુસ્તકો? એનો પ્રકાર હોય ને?'

હું ઝડપથી બોલી ગયો - વેદરહસ્ય, ઉપનિષદ-રહસ્ય, રાષ્ટ્રોત્થાન, સર્વોદય, ગ્રામોન્નતિ, ઘેર બેઠાં બોમ્બ બનાવો-

બધાંનો છેદ ઉડાડી દીધો, 'આઈ રોટ નોવેલ્સ!'

'બહુ સારું.'

સ્વામીજી અટકતા જ નહોતા. હાથ પકડીને મને ખેંચી રહ્યા હતા. નવલકથાઓ કેવી-સામાજિક, ઐતિહાસિક, રોમેન્ટિક?

અનેક ખંડ વટાવ્યા. છેલ્લા ખંડનાં દ્વાર પાસે મને ઊભો રાખ્યો અને કહ્યું, 'ડિટેક્ટિવ સ્ટોરીઝ! જાસૂસી ઉપન્યાસ!'

એક ઝાટકે દ્વાર ઊઘડી ગયાં. ભીતર, આછા અંધકારમાં એક આકાર દેખાયોઃ લાંબો ડગલો, ફેલ્ટ હેડ, હોઠના ખૂણે લટકતી પાઈપ.

મને થયું, આ મહાનુભાવને તો હું ઓળખું છું!

'મારી માતૃભાષા મલયાલમમાં. આંકડો યાદ નથી પણ પચીસ-ત્રીસ તો થઈ હશે. અને ખૂબ વંચાતી. આઈ વોઝ વેરી પોપ્યુલર!'

હવે મારો વારો આવ્યો, 'સ્વામીજી, પૂર્વાશ્રમમાં હું પણ લેખક હતો.'

'શું વાત કરે છે!'

'એટલું જ નહીં, સ્વામીજી, મારી પ્રથમ ગદ્યકૃતિ, તેર-ચૌદની ઉંમરે લખાઈ, અડધી કારણ કે પૂરી થઈ નહોતી, તે ડિટેક્ટિવ નવલકથા હતી. ટન્ ટન્ ટન્ ટેલિફોનની ઘંટડી વાગી ઊઠી અને ડિટેક્ટિવ યાકૂબખાને રિસીવર ઉપાડતાં કહ્યું - હલ્લો!'

સ્વામીજી ખૂબ પ્રસન્ન થયા. મારો હાથ

પકડીને ખેંચ્યો. ઊભા થઈને મને બાથમાં લીધો. હું એમનો સહધર્મી હતો ને!

'મને પૂરું કરવા દો, સ્વામીજી. અડધી નવલકથા કહું તો એમાં અડધું પણ સત્ય નથી, કારણ કે મિત્ર જસુભાઈ શાહ સાથે ભાગીદારીમાં આદરેલું સાહસ હતું. બે મહારથીઓ પોતપોતાના અશ્વ ઉપર આરૂઢ. અશ્વો પણ મૌલિકતાના નશામાં ચકચૂર. સામસામી દિશામાં ખેંચે. રથના ચૂરા થઈ ગયા.'

* * *

સ્વામીજીનો એક ફોટોગ્રાફ નર્મદભાઈએ આપ્યો હતો, બ્લેક એન્ડ વાઈટ. હતો ખૂબ જૂનો, વર્ષો પહેલાંનો પણ મૂર્તિ એ જ હતી, હું પ્રત્યક્ષ જોતો તે. હતો ઠીકઠીક મોટો, પોસ્ટકાર્ડના કદનો.

મારાં સંતાનોને પણ એ તેજસ્વી મૂર્તિ અત્યંત પ્રિય હતી. કહેવાનું રહી ગયું કે એકવાર સ્વયં મારે ઘેર પધાર્યા હતા. ભાવનગર છોડ્યું તે પછી વર્ષો સુધી ધર્મેન્દ્ર અને કવિતા એમને યાદ કરતાં.

ફોટોગ્રાફ.

મઢાવીને ભીંતે લટકાવ્યો નહીં. ટેબલ પર સૌને દેખાય તે રીતે મૂક્યો નહીં.

મહત્ત્વના કોઈ પણ કાગળો રાખવા માટે મારી પાસે એક અદ્વિતીય પદ્ધતિ હતી - હાથવગી કોઈ પણ ચોપડીનાં પાનાં વચ્ચે મૂકો. સ્મૃતિ પર ખૂબ વિશ્વાસ. ખબર છે ક્યાં મૂકું છું. અરે, યાદ છે, ભાઈ! મને જવાબદારીનું ભાન નથી એમ માનો છો?

માના પેટમાં બાળક.

અન્ય કોઈના હાથમાં આવે નહીં (ચોપડીઓને કોઈ અડતું નથી). ચોર એની સામું પણ જુએ નહીં.

ભાવનગર છોડ્યું તે પછી કોઈકોઈવાર એ ફોટોગ્રાફ હાથમાં આવતો. અમુક ખાસ હેતુથી કે અથવા કોઈ કારણ વગર, કબાટમાંથી ઢગલામાંથી માળિયેથી કોઈ ચોપડી લઉં. પાનાં ફેરવું, તો વચ્ચેથી સ્વામીજીનો ફોટોગ્રાફ નીકળે.

પાછો એ જ ચોપડીમાં અથવા અન્યમાં મૂકું.

હમણાં ઘણાં વર્ષોથી એ જોવામાં આવ્યો નથી. ઘરમાં પુસ્તકોના ઢગલા થયે જાય છે. કબાટોમાં સમાતાં નથી. અડધાં કરતાં વધારે ત્રીજા માળે ખસેડવામાં આવ્યાં છે. વર્ગીકરણ નથી, વ્યવસ્થા નથી. ઘોર અરાજકતા છે.

શોધવાની, હરીફરી ઉથલાવવાની, વાંચવાની વૃત્તિ ઓછી થતી જાય છે.

ઘસારો લાગે છે. બધે.

હશે, ક્યાંક કોઈ પુસ્તકનાં પાનાં વચ્ચે સ્વામીજીનો ફોટોગ્રાફ હશે. એક એક હાથમાં લઈ તપાસું તો મોટેભાગે મળે જ. બીજું પણ ઘણું નીકળે. કોઈનો પત્ર. કોઈની ચિઠ્ઠી.

સાવ સાદા શબ્દો - શરીર સાચવજે, પણ એમાં દસકાઓની વેદનાનો ભાર હોય, લખનારના હાથની કરચલીઓ દેખાય. અક્ષરોમાં પ્રવેશી છે તે ધ્રુજારી દેખાય.

નાનકડી ચબરખી. માત્ર શાહીથી

નહીં, લખનારની આંખોનાં પાણી વડે ચિતરાયેલી, પરિણામે અવાચ્ય. હાથ લખે છે, આંખો ભૂંસી નાખે છે.

આપણે મનુષ્યો નિર્બળ છીએ.

એટલું સાચું કે આ બધું, હું છું ત્યાં સુધી રહેશે તો મારા ઘરમાં જ.

પછીનું તો - કયા શહેરની કઈ ફૂટપાથ પર પસ્તીના ઢગલામાંથી કોના હાથમાં આવે - કોણ કહી શકે?

## ૩૧. 'ભાવનગર : ઐતિહાસિક શ્રેણીનાં રમવાનાં પત્તાં'

જુલાઈ ૨૦૧૦ના 'નવનીત સમર્પણ'માં શ્રી કિશોર ન. ગોરધનદાસનો એક લેખ પ્રગટ થયો હતો. 'ભાવનગરઃ ઐતિહાસિક શ્રેણીનાં રમવાનાં પત્તાં.'

ઇતિહાસ અને ચિત્રકળા - એમ બંને દૃષ્ટિએ મહત્ત્વનાં આ પત્તાં (playing cards)નો ટૂંકો ઇતિહાસ આપવામાં આવ્યો છે. (પહેલા વાક્યમાં 'લગન' એ શબ્દ લખવામાં કે છાપવામાં ભૂલથી રહી ગયો લાગે છે) : 'આ પ્રાંતનાં ઐતિહાસિક પત્તાં રાજકુમારી મનહરકુંવરબા, એચ. એચ. મહેન્દ્ર મહારાજા યાદવેન્દ્રસિંહ બહાદુર જોડે બીજી ડિસેમ્બર ૧૯૧૨ના રોજ થયાં તે પ્રસંગને અનુલક્ષીને બનાવાયાં હતાં. આ પત્તાંની જોડ સિહોર દરબારગઢ (મહેલ) પરનાં ભીંતચિત્રોની પ્રતિકૃતિ બતાવે છે. આ ચિત્રો રાજા વખતસિંહ (ઈ. સ. ૧૭૭૨ - ૧૮૧૮, તખલ્લુસ આતાભાઈ) અને તેના લશ્કરે લડાઈમાં ચિત્તલ જીત્યું તેનો વિજય દર્શાવે છે.'

ભીંતચિત્રો ક્યારે અને કેવા સંજોગોમાં દોરાયાં તે માહિતી પણ આપવામાં આવી છેઃ '(ચિત્રો) લડાઈના પ્રસંગ પછી તરત જ દોરાયાં હતાં. એમ કહેવાય છે કે કચ્છના એક કામાન્ગર ચિત્રકારને લડાઈના મેદાનની બરોબર અડોઅડ થતી લડાઈ નિહાળવા લઈ જવાયો જેથી તે ચિત્રકાર એ દૃશ્યનું ચિત્રોમાં નિર્માણ કરી શકે.' (નોંધઃ કચ્છની કમાંગરશૈલી વિશે પણ શ્રી ઉષાકાન્ત મહેતાનો માહિતીસભર લેખ એપ્રિલ ૧૯૮૩ના 'નવનીત સમર્પણ'માં પ્રગટ થયો હતો એ તરફ વાચકોનું ધ્યાન દોરું છું.

લેખકના જણાવ્યા અનુસાર આ પત્તાં સન ૧૯૧૧માં ઇંગ્લેન્ડમાં છપાયાં હતાં અને લગ્નપ્રસંગે ઉપસ્થિત સગાંસંબંધીઓ તથા મહેમાનોને ભેટ આપવામાં આવ્યાં હતાં.

હાલ આ કલાકૃતિ અલભ્ય છે એની બહુ ઓછી જોડ, ક્યાંક ક્યાંક સચવાઈ છે. લેખકે એક જોડ 'નેધરલેન્ડના ઓરિએન્ટલ રમવાનાં પત્તાં-સંગ્રહકારને મોકલાવેલી. મહિસુરના સ્વર્ગસ્થ આર્કિયોલોજિસ્ટ અને ચિત્રકાર ડો. શિવપ્રિયનન્દાએ એચ. એચ. ડો. વીરભદ્રસિંહજી પાસેથી સને ૧૯૯૪માં મહારાજાના ૬૧ વર્ષની ઉંમરે અવસાન થયાના થોડા મહિના પહેલાં જ મેળવેલી.'

*

કિશોર ગોરધનદાસનો લેખ પ્રગટ

થયો તેના થોડા દિવસમાં સુરતથી મિત્ર મેઘાણીસાહેબનો ફોન આવ્યો.

અહીં એમનો ટૂંકો પરિચય આપું તે જરૂરી જ નહીં, મારા લખાણના હાર્દ સુધી પહોંચવા માટે અનિવાર્ય છે. મેઘાણીસાહેબ (પ્રો. એમ. વી. મેઘાણી) એમ.ટી.બી. કોલેજમાં ઇતિહાસના અધ્યાપક તરીકે લાંબી સેવાઓ આપી નિવૃત્ત થયા છે. એમણે ઇતિહાસના વિશેષ કરીને સુરતના ઇતિહાસ પર અનેક ગ્રંથો લખ્યા છે. રત્નમણિરાવ ભીમરાવ જોટે દ્વારા લખાયેલ 'અમદાવાદનો ઇતિહાસ' તથા 'ખંભાતનો ઇતિહાસ' પછી, ગુજરાતનાં કોઈ શહેરના ઇતિહાસ વિશે આ કક્ષાનું કામ થયું હોય એવું મારી જાણમાં નથી. વિદ્યાર્થીઓમાં ખૂબ લોકપ્રિય હતા. મેં સુરત છોડ્યું. ૧૯૭૮માં, તે પછી આજ સુધી અમારા સંબંધો એવાને એવા ટકી રહ્યા છે.

હવે, મેઘાણીસાહેબના ફોનની વાત.

પ્રથમ તો એમણે નિરાંતે, વિલંબિત હાસ્ય કર્યું. (હેલો, કેમ છો, શું ચાલે છે, બીજું શું ચાલે છે, તબિયતપાણી - આવો વહેવાર અમારી વચ્ચે નથી.)

હાસ્ય પછી એના કરતાં પણ લાંબું મૌન.

આમ, ભૂમિકા બંધાઈ ગઈ.

પછી વિષય પર આવ્યા, 'આ મહિનાનું 'નવનીત-સમર્પણ.'

વિધાન હતું, મેં એને સમર્થન આપ્યું, કહ્યું, 'હા, 'નવનીત-સમર્પણ.''

'જોયું?'

'જોયું.'

'શું જોયું?'

'તમે કહો છો ને.'

'વાંચ્યું.'

વળી નાટકીય અદામાં અટ્ટહાસ્ય.

'રહસ્ય, રહસ્ય!'

મેં કહ્યું, 'હા, રહસ્ય.'

'કોણ કોણ, જાણે છે?'

'બે જણ.'

'ત્રીજું-?'

'ત્રીજું કોઈ નહીં.'

'બે જણ તે કયા?'

મેં કહ્યું, 'ફોનના બે છેડે લટકી રહ્યા છે તે.'

એમણે સુરત બેઠાં બેઠાં ફોન પર હાથ લાંબો કર્યો, 'આપો તાળી!'

મેં આપી.

*

ભાવનગરનાં ઐતિહાસિક પત્તાં વિશેનો લેખ. તેને સુરતના એક નિવૃત્ત અધ્યાપક સાથે શો સંબંધ?

લેખ વાંચીને એમણે લાગલો મારો સંપર્ક કેમ કર્યો હશે?

બે મિત્રો વચ્ચેના સંવાદનું સ્વરૂપ ઢંગધડા વગરનું કેમ છે? ઠોસ માહિતી સહેજ પણ આવી ન જાય તે માટે આટલો આગ્રહ શા માટે છે?

વળી, લેખ તો ગંભીર છે, બે મિત્રોને એમાં હસવા જેવું શું લાગ્યું હશે?

આ પ્રશ્નોના ઉત્તર મેળવવા માટે આપણે ૧૯૮૦ના ભાવનગરમાં જવું પડશે.

**[ક્રમશઃ]**

☐ અરવિંદ ગુપ્તા ☐ અનુ.: હેમંત સોલંકી


આ લેખ વિજ્ઞાન લેખક તેમ જ વિજ્ઞાન-પ્રચારક શ્રી અરવિંદ ગુપ્તાના પુસ્તક ‘Bright Spark’માં રજૂ થયેલ ભારતના મહાન ગણિતજ્ઞ, આંકડાશાસ્ત્રી અને ભૌતિકવિજ્ઞાની સત્યેન્દ્રનાથ બોસની લઘુ આત્મકથાનો ભાવાનુવાદ છે. ઈ. સ. ૨૦૧૨માં ફ્રાન્સની બોર્ડર પર બ્રહ્માંડની ઉત્પત્તિને સમજવા વિષે એક પ્રયોગ યોજાયો. આ પ્રયોગ દરમિયાન જે મૂળભૂત કણ ઓળખાયો તે ગોડ પાર્ટિકલને સત્યેન્દ્રનાથ બોસની યાદમાં હિગ્સ-બોસોન નામ અપાયું. સત્યેન્દ્રનાથ બોસે વર્ષો પહેલા આઈન્સ્ટાઈનને એક સંશોધનપત્ર મોકલેલો જેમાં ગોડ પાર્ટિકલનો ઉલ્લેખ હતો. આઈન્સ્ટાઈન પણ જેમનાંથી પ્રભાવિત હતા એવા આ વૈજ્ઞાનિકની જીવની દરેક ભારતીયે વાંચવી જોઈએ.

Indian National Science Academy (INSA), નવી દિલ્હીના પ્રાધ્યાપક એમ. વિજયન આ પુસ્તક માટેના પ્રેરણાસ્રોત રહ્યા. તેમ જ ખ્યાતનામ ખગોળવિજ્ઞાની પ્રા. જયંત નારળીકર સહિત પ્રા. માધવ ગાડગીલ તેમ જ પ્રા. ટી. પદ્મનાભન આ પુસ્તકની સલાહકાર સમિતિના સભ્યો રહ્યા. આ બધાનો સ્પષ્ટ ઉદ્દેશ હતો *'બાળકો માટે ભારતીય વૈજ્ઞાનિકોનો પરિચય થાય એવું તેમનું સંક્ષિપ્તમાં ચરિત્ર આલેખતું, સંપૂર્ણ રીતે સરળ ભાષા તેમ જ સારી એવી સચિત્ર માહિતીઓ ધરાવનાર પુસ્તક પ્રગટ કરવું.'*

શ્રી અરવિંદ ગુપ્તાએ આ પુસ્તકમાં ૪૦ જેટલા ભારતીય વૈજ્ઞાનિકો તેમ જ સંશોધકોના જીવનનો લઘુ પરિચય તેમ જ તેઓએ મેળવેલી સિદ્ધિઓ અને તેમનાં યોગદાનોને રજૂ કર્યાં છે. આ કામમાં તેમને સાથ મળ્યો ડો. કરેન હેયડોકનો, જેમણે આ પુસ્તકની ડિઝાઈન તૈયાર કરી તેમ જ તેમાં વપરાય તેવાં ચિત્રો પણ આલેખ્યાં. આ પુસ્તક અંગ્રેજી અને હિંદી ભાષામાં એક સાથે પ્રગટ થયું, અને પછી સમયાંતરે ગુજરાતી ભાષા સિવાય ભારતની બીજી પ્રાદેશિક ભાષાઓમાં પણ અનુવાદ પામ્યું, અને જે તે ભાષાની પ્રજાઓ સુધી પહોંચ્યું.


- શ્રી હેમંત સોલંકી, સિઉલ-સાઉથ કોરિયા, ઈ-મેઈલ : shm8324@gmail.com

**ભાર**તમાં વૈજ્ઞાનિકો તો ઘણા થયા અને છે, પણ ઉચ્ચ શ્રેણીના કહી શકાય તેવા વૈજ્ઞાનિકોનો અભાવ ઘણી દુ:ખદ બાબત છે. સત્યેન્દ્રનાથ બોસ આવા જ વૈજ્ઞાનિકોમાં દંતકથા સમાન ગણાવી શકાય. તેમણે આઈન્સ્ટાઈન જોડે સહયોગમાં કામ કર્યું તેમ જ અતિસૂક્ષ્મ કણોનો એક વર્ગ Bosons આજે તેમના નામ વડે ઓળખાય છે.

સત્યેન્દ્રનાથ બોસનો જન્મ ૧ જાન્યુઆરી ઈ. સ. ૧૮૯૪ના દિવસે કલકત્તામાં થયો. તેમના પિતા સુરેન્દ્રનાથ રેલવેમાં હિસાબનીશ (Accountant) હતા. શરૂઆતમાં સત્યેન્દ્રનાથ તે જ શાળામાં ભણ્યા જ્યાં રવીન્દ્રનાથ ટાગોર થોડા સમય માટે ભણ્યા હતા. પછીથી સત્યેન્દ્રનાથે હિન્દુ સ્કૂલમાં પ્રવેશ મેળવ્યો જ્યાં તેમના શિક્ષક ઉપેન્દ્રનાથ બક્ષીએ તેમને ગણિતની પરીક્ષામાં ૧૦૦માંથી ૧૧૦ ગુણ એટલા માટે આપ્યા કે તેમણે પરીક્ષાની આપેલ સમયાવધિમાં જ એક જ પ્રશ્નને ઉકેલવાની અનેક રીતો ઉત્તરવહીમાં દર્શાવી.

શાળાકીય શિક્ષણ પૂરું કર્યા પછી સત્યેન્દ્રે માધ્યમિક પ્રવેશ પરીક્ષા ઉત્તીર્ણ કરીને કલકત્તાની પ્રેસિડેન્સી કોલેજમાં પ્રવેશ મેળવ્યો. અહીં તેમને પ્રફુલ્લચંદ્ર રે અને જગદીશચંદ્ર બોસ જેવા તેજસ્વી શિક્ષકો મળ્યા. સત્યેન્દ્ર ભણવામાં ખૂબ જ હોંશિયાર હતા અને તેમણે શરીરક્રિયા વિજ્ઞાન (Physiology)ના વિષયમાં ૧૦૦% ગુણાંકો મેળવી બતાવ્યા. ઈ. સ. ૧૯૧૩માં તેમણે વિજ્ઞાનમાં સ્નાતક (B.Sc.)ની પરીક્ષા ઉત્તીર્ણ કરી અને ગુણવત્તા યાદી (Merit List)માં પ્રથમ ક્રમાંક મેળવ્યો. અનુસ્નાતક (M.Sc.)ની પરીક્ષામાં ત્યાર સુધીના સૌથી સર્વોચ્ચ એવા ૯૨% ગુણાંકો મેળવી તેમણે વિક્રમ રચી દીધો. આ બન્ને વખતે તેમના સહાધ્યાયી મેઘનાદ સાહા બીજા ક્રમાંકે રહ્યા. ઈ. સ. ૧૯૧૪માં જ્યારે સત્યેન્દ્ર હજુ ભણી રહ્યા હતા ત્યારે તેમનાં લગ્ન એક વ્યવસાયી ચિકિત્સકની દીકરી ઉષાવતી સાથે કરવામાં આવ્યાં. ઈ. સ. ૧૯૧૬માં યુનિવર્સિટી કોલેજ ઓફ સાયન્સમાં બોસની વ્યાખ્યાતા (Lecturer) તરીકે નિમણૂક થઈ. અહીં ભૌતિકવિજ્ઞાન વિભાગમાં તેમના જૂના મિત્ર તેમ જ હરીફ મેઘનાદ સાહા તેમના સહકર્મચારી હતા. આ બન્ને નવયુવાનો ગણિતમાં રસ ધરાવતા હતા અને પોતાના સ્વઅભ્યાસ વડે બન્નેએ ભૌતિક-વિજ્ઞાનમાં પ્રાવીણ્ય મેળવ્યું હતું.

ઈ. સ. ૧૯૧૮માં બોસનો સૌપ્રથમ સંશોધનપત્ર 'The Influence of The Finite Volume of Molecules on the equation of state' લંડનથી પ્રકાશન પામતા Philosophical સામયિકમાં પ્રકાશિત થયો. તેમનાં બીજાં બે સંશોધનો પૂર્ણતયા ગાણિતિક પ્રકૃતિનાં હતાં.

સાહા સાથે મળીને બોસે આલ્બર્ટ

આઈન્સ્ટાઈનના Theory of General Relativity (સાપેક્ષતાના સાર્વત્રિક સિદ્ધાંત) ઉપરના મૂળ જર્મન સંશોધનપત્રનો અંગ્રેજીમાં ભાવાનુવાદ કર્યો. બ્રિટિશ પ્રકાશકે આ ભાવાનુવાદ સામે વાંધો ઉઠાવ્યો પણ આઈન્સ્ટાઈને પોતે આ યુવા ભારતીય વૈજ્ઞાનિકોને પ્રોત્સાહિત કરતાં આની મંજૂરી આપી.

ઈ. સ. ૧૯૨૧માં ઢાકામાં એક નવા વિશ્વવિદ્યાલયની રચના થઈ અને તેના સંચાલકો પ્રતિભાશાળી શિક્ષકોની નિમણૂક કરવા માટે ઉત્સુક હતા. તેમણે બોસને રીડરના પદ (પ્રાધ્યાપકની નીચેનું ઉચ્ચ દરજ્જાનું વિશ્વવિદ્યાલયના વ્યાખ્યાતાનું પદ) માટે આમંત્રિત કર્યા. આ નવા વિશ્વવિદ્યાલયમાં ખૂબ જ પાંખી સુવિધાઓ હોવા છતાં બોસે પોતાના ઉત્સાહ વડે કામ ચાલુ રાખ્યું. બોસ હંમેશાં સંપૂર્ણતાના આગ્રહી હોવાથી મેક્સ પ્લેંકના કેટલાંક સમીકરણોને તારવવાની રીતોથી અસંતુષ્ટ હતા અને આ વિષય ઉપર તેમણે એક ઉચ્ચ કોટિનો સંશોધનપત્ર રજૂ કર્યો - Planck's Law and Light Quantum Hypothesis. જેમાં તેમણે અત્યંત ગહન અને સંપૂર્ણ રીતે સમીકરણોની વ્યુત્પત્તિ ઉપર પ્રકાશ ફેંક્યો.

ઈ. સ. ૧૯૨૪માં કોઈપણ સામયિક આ સંશોધનપત્રને છાપવા તૈયાર ન હતું. તેથી તે સમયે ફક્ત ૩૦ વર્ષના બોસે ખૂબ જ ખચકાટ સાથે તેને પ્રખ્યાત વૈજ્ઞાનિક આલ્બર્ટ આઈન્સ્ટાઈન પાસે ટિપ્પણીઓ કરવા માટે મોકલી આપ્યું. બોસના સંશોધનપત્રથી આઈન્સ્ટાઈન એટલા પ્રભાવિત થયા કે તેમણે પોતે આ સંશોધનપત્રનો જર્મન ભાષામાં ભાવાનુવાદ કરી તેને જર્મન ભાષાના પ્રસિદ્ધ વિજ્ઞાન સામયિક Zeitschrift fur Physikમાં છપાવ્યો. કોઈપણ ભૌતિકવિજ્ઞાની માટે આનાથી મોટું શું સન્માન હોઈ શકે?

બોસ અને આઈન્સ્ટાઈન વચ્ચેના સહયોગના પરિણામરૂપે ક્વાંટમ યાંત્રિકીમાં ખૂબ જ ઉપયોગી એવા બોસ-આઈન્સ્ટાઈન સાંખ્યિકી (આંકડા)ની રચના થઈ. બોસ-આઈન્સ્ટાઈન સાંખ્યિકીને અનુસરતા ઉપાત્મક (Subatomic) કણોને બોસના નામ ઉપરથી Bosons (બોસોન) નામે ઓળખવામાં આવે છે. બીજા ઉપાત્મક કણોના પ્રકારોની વિપરીત અમર્યાદિત સંખ્યામાં બોસોન કણો એક સમયમાં એક જ સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે. બોસોન એકસરખી સૌથી ઓછી ઊર્જા ધરાવતી સ્થિતિમાં એકજૂથ બની બોસ-આઈન્સ્ટાઈન સંઘનિત (Condensate) બનાવે છે.

ઓક્ટોબર ઈ. સ. ૧૯૨૪માં બોસે યુરોપનો શૈક્ષણિક પ્રવાસ હાથ ધર્યો. તેમણે એક વર્ષ ફ્રાન્સમાં ગાળ્યું જ્યાં તેમણે થોડો સમય માદામ ક્યૂરીની પ્રખ્યાત પ્રયોગશાળામાં કામ કર્યું. તે પછી એક વર્ષ તેમણે જર્મનીમાં પણ વિતાવ્યું જ્યાં તેમણે આઈન્સ્ટાઈનની સાથે સાથે અન્ય પ્રખ્યાત વૈજ્ઞાનિકો જેવા કે લાઈસ મેઈટનર, ઓટ્ટો હાન, વુલ્ફગેન્ગ પૌલી તેમજ હાઈજેનબર્ગને પણ મળ્યા. બર્લિન તે સમયમાં આખીય દુનિયામાં વિજ્ઞાનની રાજધાની ગણાતું. બર્લિનમાં તેઓ ઘણું શીખ્યા જેનો ઢાકા પરત ફરી તેમણે સારો એવો ઉપયોગ કર્યો. બોસે ઢાકા વિશ્વવિદ્યાલયમાં પ્રયોગો કરવાની માળખાગત સુવિધાઓ ઊભી કરી અને વિદ્યાર્થીઓને તેમનો ઉપયોગ કરવા માટે પ્રોત્સાહિત કર્યા. જેના લીધે કે. એસ. ક્રિષ્નન જેવા ઉત્તમ સંશોધકો આકર્ષાયા જેમણે Magnetic Anisotropies જેવા વિષયો ઉપર પાયાનું કામ કર્યું અને

પછીથી અનેક સંશોધનપત્રો પણ પ્રગટ કર્યા. ઢાકામાં ગાળેલો સમય બોસની કારકિર્દીનો સુખદ સમયગાળો હતો. તેમ છતાં વધતી જતી કોમી તંગદિલીને લીધે તેઓ દુઃખ અનુભવતા. તેથી ઈ. સ. ૧૯૪૭માં સ્વતંત્ર ભારતના ભાગલા પછી તેમણે કલકત્તા વિશ્વવિદ્યાલયમાં ખૈરા પ્રોફેસરનું પદ તરત જ સ્વીકારી લીધું.

પચાસના દશકના મધ્યમાં પ્રાધ્યાપક પી. એમ. ડિરાક પોતાની પત્ની સાથે કલકત્તાની મુલાકાતે આવ્યાં. એક દિવસ તેઓ બોસ સાથે કારમાં જઈ રહ્યા હતા. બોસે ડિરાક દંપતીને કારની પાછળની બેઠક પર બેસાડ્યાં અને પોતે કાર ચાલક સાથે આગળની બેઠક પર ગોઠવાયા. બેસવા માટે હવે વધારે જગ્યા બાકી ન હતી. તેમ છતાં બોસે કેટલાક વિદ્યાર્થીઓને કારમાં બેસવાનું આમંત્રણ આપ્યું. ડિરાકે નવાઈ પામતાં કહ્યું કે આનાથી કારમાં ભીડ થઈ જશે. બોસે પાછળ ફરી પોતાના અનુત્તરિત કરી દેતા સ્મિત સાથે કહ્યું કે "અમે બોસ સાંખ્યિકીમાં વિશ્વાસ રાખીએ છીએ." ડિરાકે પોતાની પત્નીને સમજાવતાં કહ્યું કે "બોસ સાંખ્યિકીમાં વસ્તુઓ એકબીજા સાથે ટોળામાં એકઠી થાય છે."

તે સમયમાં વિશ્વવિદ્યાલયોમાં સંશોધનો માટે મળતું અનુદાન ગેરવ્યાજબી રીતે ખૂબ જ ઓછું હતું. દાખલા તરીકે, બોસ તેમ જ અન્ય પ્રાધ્યાપકોને તે સમયમાં સંશોધનો કરવા માટે ફક્ત વાર્ષિક રૂ. ૨૫૦૦/- જ ફાળવાતા! તેમ છતાં કલકત્તા વિશ્વવિદ્યાલયે તે સમયમાં ભારતના સક્રિય તેમજ સર્જનાત્મક સંશોધન કેન્દ્ર તરીકે નામના મેળવી. પરિશ્રમ તેમ જ દૃઢ સંકલ્પે સાધનોની તંગીને સરભર કરી દીધી. બોસની પ્રયોગશાળા ક્ષ-કિરણોના સ્ફટિકીકરણ (X-Ray Crystallography)ના ઉત્તમ અધ્યયન માટેનું કેન્દ્ર બની ગઈ. ઈ. સ. ૧૯૪૫ થી ૧૯૪૮ના સમયગાળા માટે બોસને ભારતીય ભૌતિકીય સંસ્થા (Indian Physical Society)ના પ્રમુખ બનાવવામાં

આવ્યા. ત્યારબાદ ઈ. સ. ૧૯૫૪માં ભારત સરકારે તેમને પદ્મવિભૂષણ સન્માનથી નવાજ્યા અને ઈ. સ. ૧૯૫૮માં તેઓ લંડનની રૉયલ સોસાયટીમાં અધ્યેતા (Fellow) તરીકે ચૂંટાઈ આવ્યા. બોસનું અંતિમ મહત્ત્વપૂર્ણ વૈજ્ઞાનિક યોગદાન હતું - Unified Field Theoryને વિકસિત કરવી, જેમાં વિદ્યુત ચુંબકીય બળ (Electro Magnetic Force) અને ગુરુત્વાકર્ષણ બળ (Gravitational Force)ના એકીકરણ માટેનો યત્ન કરવામાં આવ્યો. વૈજ્ઞાનિક સમુદાય હજુ આ માટે પ્રયત્ન કરી રહ્યો છે અને અત્યાર સુધીના બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા છે.

ઈ. સ. ૧૯૫૬માં બોસ વિશ્વભારતી સંસ્થાના ઉપ-કુલપતિ (Vice-Chancellor) બન્યા, જે શાંતિનિકેતન નામે વધુ સારી રીતે પ્રખ્યાત છે અને જેનું નામ હંમેશ માટે રવીન્દ્રનાથ ટાગોરની સ્મૃતિઓ સાથે વણાયેલું છે. આ સંસ્થાનો આદર્શ વિજ્ઞાન અને આધ્યાત્મિકતા વચ્ચે તેમ જ પ્રાચીન પૂર્વ અને આધુનિક પશ્ચિમી સભ્યતા વચ્ચે સમન્વય સાધવાનો હતો. જેના લીધે સ્વાભાવિક રીતે બોસ તેના તરફ આકર્ષાયા. તેમના મૈત્રીપૂર્ણ સ્વભાવને લીધે તેમને ત્યાં બધાય સાથે સુમેળ સાધવામાં કોઈ મુશ્કેલી ન પડી. પણ વહીવટી કુનેહ તેમની લાક્ષણિકતા ન હોવાથી તેમના સંસ્થામાંના પ્રસ્તાવિત સુધારાઓને ઉગ્ર વિરોધોનો સામનો કરવો પડ્યો. જેથી કરીને ઈ. સ. ૧૯૫૯માં તેઓ સંસ્થામાંથી છુટ્ટા પડીને કલકત્તા

વિશ્વવિદ્યાલયમાં પરત ફર્યા.

બોસ જટિલ વ્યક્તિત્વ ધરાવતા હતા જેમને કોઈપણ ચોકઠામાં ગોઠવી ન શકાય. એક તેજસ્વી ગણિતજ્ઞ તરીકે તેમણે ફક્ત ૨૫ સંશોધનપત્રો પ્રગટ કર્યા જે આમ તો અપૂરતાં ગણાય જે નવાઈની વાત છે! જ્ઞાનનાં વ્યાપક ક્ષેત્રો ઉપર તેમની પકડ હતી. તેમણે રસાયણ વિજ્ઞાન, ખનિજ વિજ્ઞાન (Mineralogy), જીવ વિજ્ઞાન, જમીન વિજ્ઞાન (Soil Science), ફિલસૂફી (Philosophy), પુરાતત્ત્વ વિજ્ઞાન (Archaeology), લલિત કળાઓ, ભાષા અને સાહિત્ય જેવાં વિવિધ ક્ષેત્રોમાં વ્યાપક ખેડાણ કર્યું. તેઓ વાદ્ય સંગીતના અત્યંત શોખીન હતા અને એસરાજ (દિલરુબા નામે ઓળખાતું અને દેખાવમાં સિતાર અને વાયોલિનનું મિશ્ર સ્વરૂપ લાગતું દુર્લભ ગણી શકાય એવું ભારતીય સંગીતમાં વપરાતું તંતુવાદ્ય) વગાડવામાં નિપુણ હતા. ઘણીવાર તેઓ પ્રસિદ્ધ ચિત્રકાર જામિની રાય જોડે ભીંતચિત્રો (Mural Paintings) ઉપર ચર્ચા કરતા. રવીન્દ્રનાથ ટાગોરે પોતાનું પુસ્તક વિશ્વ પરિચય (Introduction to the Universe) બોસને સમર્પિત કર્યું હતું. સ્થાનિક ભાષામાં વિજ્ઞાનને લોકપ્રિય બનાવવામાં તેમને ગહન રસ હતો અને તેમણે બંગીય વિજ્ઞાન પરિષદની સ્થાપના માટે પ્રેરણા પૂરી પાડી, આ જ પરિષદના નેજા હેઠળ બાંગ્લા ભાષામાં જ્ઞાન અને વિજ્ઞાન (Knowledge and Science) નામક લોકપ્રિય વિજ્ઞાન સામયિકનું પ્રકાશન શરૂ કરવામાં આવ્યું. તેમનું દૃઢપણે માનવું હતું કે ઉચ્ચ શ્રેણીનું વૈજ્ઞાનિક ચિંતન તેમ જ અભિગમ ફક્ત માતૃભાષામાં જ કેળવી શકાય. તેમને દેખાડાના શિષ્ટાચાર તરફ અણગમો હતો અને કોઈપણ વ્યક્તિ તેમને કોઈપણ પ્રકારની પૂર્વ સૂચના વગર ક્યારેય પણ મળી શકતી. તેઓ પોતાના મિત્રો સાથે કલાકોના કલાકો વાતચીતોમાં ગાળતા અને ક્યારેય પણ તેને સમયની બરબાદી ન ગણતા.

ઈ. સ. ૧૯૭૪માં જ્યારે તેમણે પોતાના જીવનનાં ૮૦ વર્ષો પૂરાં કરી લીધાં હતાં ત્યારે બોસ-આઈન્સ્ટાઈન સાંખ્યિકીને ૧૦૦ વર્ષ પૂરાં થયાં હતાં. આ અવસર પર આખાયે દેશમાં કાર્યક્રમો આયોજિત કરવામાં આવ્યા. કલકત્તામાં આયોજિત એક આંતરરાષ્ટ્રીય પરિસંવાદને સંબોધતાં તેમણે કહ્યું, "મને આ જીવનમાં જે મળવું જોઈતું હતું તે મળી ગયું છે, હવે મને હજુ લાંબું જીવવાની જરૂર નથી રહી." તેના થોડા જ દિવસો પછી ૪ ફેબ્રુઆરી ઈ. સ. ૧૯૭૪ના દિવસે બ્રોંકિયલ ન્યુમોનિયાને લીધે તેમનું દેહાવસાન થયું. તેમની અંતિમ યાત્રામાં સામેલ થયેલા 'ગોવાબાગાન બાળ પુસ્તકાલય'ના સદસ્યોએ લગાવેલા બિલ્લાઓ ઉપર લખેલું હતું "તે અમરદીપને અમારી શ્રદ્ધાંજલિ". આવો આપણે પણ તેમને આદરાંજલિ આપીએ.

❑❑❑

# મરણનાં ભજન

**☐ મોના જોષી**

**અ**રવિંદ ફોટોફ્રેમ લઈને ડોસાના રૂમમાં ગયો. ફોટો બતાવી બોલ્યો, "જોઈ લો, બરાબર છે?"

ડોસાએ ફોટોફ્રેમ હાથમાં લીધી અને આંખો ઝીણી કરી ધ્યાનથી જોવા લાગ્યા. અરવિંદ બોલ્યો, "તમને બરાબર લાગે છે? મને થોડી ઝાંખી લાગે છે. કે'તા હો તો બીજો ફોટો બનાવડાવીએ."

ડોસા તો ફોટામાં ખોવાઈ ગયા હતા. અમી ભરી નજરથી એ ફોટાને

તાકી રહ્યા હતા. એ સ્વગત બબડ્યા, "તને ઝાંખો લાગતો હશે ભાઈ. પણ મારી ઝાંખી આંખોમાં તો એની એક એક રેખા અંકાયેલી છે. ગૌરવર્ણ ગોળ મોઢું, એવો જ ગોળ લાલચટક ચાંદલો કપાળની વચ્ચોવચ, વચ્ચે પાંથી પાડી ઓળેલું માથું અને અંબોડાની ધાર ઉપર અટકીને રહેલો સાડલાનો છેડો. હંમેશાં એના ચહેરા ઉપર રેલાતું મીઠું હાસ્ય, કેમ ભુલાય!!

આંખો બંધ કરું તોય એ જ દેખાય છે.''

અરવિંદે ડોસાને સજાગ કર્યા, "શું કરું? નવો ફોટો બનાવડાવું?"

ડોસાએ ફોટોફ્રેમ અરવિંદના હાથમાં પકડાવતાં હાથથી ઇશારો કર્યો, 'બધું બરાબર છે.'

ડોસાને પહેલેથી જ ઓછું બોલવાની ટેવ. જ્યાં ઇશારાથી કામ ચાલે ત્યાં મોઢું ના ખોલે. ડોશી આગળ તો એમને ઇશારો કરવાની પણ જરાય જરૂર નહોતી પડતી. ડોસાની આંખો વાંચી ડોસી બધું સમજી જતાં. ડોસાનો ગમો-અણગમો ડોસી આંખમાંથી જ વાંચી લેતાં.

આમ તો ડોસા ક્યારેય કોઈ વાતે ડોસીને રોકતા નહીં. ક્યારેય એવી જરૂર પણ નહોતી પડતી. ડોસી ડોસાની આંખ વાંચીને એમને ન ગમતું કરવાનું ટાળતાં. એક ફક્ત મરણ પાછળનાં ભજનમાં ડોસી જતાં એ ડોસાને ગમતું નહીં.

તેમના મતે આ બધો દેખાડો હતો. મરનાર મરી ગયા પછી એની પાછળ આમ ટોળું ભેગું કરી નાચવા ગાવાનું ઠીક નહીં. પણ આ એક બાબતમાં ડોસી ડોસાનું માનતાં નહીં. એ ડોસાને કહેતાં, "મરનારનો આત્મા બાર દિવસ સુધી ઘરના ટોડલે બેઠો હોય. એ જોતો હોય કે મારો પરિવાર મારી પાછળ દુઃખી થઈ રહ્યો છે, રડી રહ્યો છે એટલે આત્મા પણ દુઃખી થાય. ત્યારે ભજન બેસાડીએ તો આત્માનું ધ્યાન ભગવાન તરફ વળે. લાગણીના તાર ધીરે ધીરે તૂટે અને આત્માનો મોક્ષ થાય.''

ડોસા આ વાત સાથે સહેજ પણ સહમત નહોતા. પણ એ ડોશીને ભજનમાં જવા માટે રોકતા પણ નહીં. ઊલટું એ તો રાહ જોતા કે ક્યારે કોઈ બહાર જવાનો પ્રસંગ આવે અને ડોસી તૈયાર થાય.

ડોસી જ્યારે તૈયાર થતાં ત્યારે ડોસા છાપાની આડમાંથી એમને તાકીને જોતા.

કબાટમાંથી સાડલો કાઢી અને પહેરવાની બધી જ ક્રિયાઓમાં ડોસાને એક કલા દેખાતી. પાટલી વાળતી ડોશીની આંગળીઓ ડોસાને નર્તન કરતી કોક નર્તકી જેવી લાગતી. ગણિત ભૂગોળના કોઈપણ જ્ઞાન વગર કપાળની વચ્ચોવચ આંગળીના ટેરવાથી થતો વર્તુળાકાર લાલચટક ચાંદલો ડોસાને હંમેશાં આશ્ચર્ય પમાડતો. અને છેલ્લે જ્યારે ડોસી સાડલાની કોરથી માથાનો

અંબોડો ઢાંકતાં ત્યારે પરિતૃપ્તિની લાગણી સાથે ડોસા છાપાંમાં નજર વાળતા.

ક્યારેક ડોસા અને ડોસીની નજર મળી જતી ત્યારે ડોસી ભમર ઉલાળીને પૂછતાં, "કેવી લાગું છું?"

અને ડોસા અજાણ થઈ જવાબ આપતાં, "રોજ લાગે છે એવી જ."

ડોસી ડોસાના હાથમાંથી છાપું ખેંચીને મલકતા મુખે કહેતાં, "મને ખબર છે. આ છાપાની આડમાં તમે મને ક્યારના જોઈ રહ્યા છો. તમારી આંખમાં મારી પ્રશંસા છલકાઈ રહી છે. પણ તમે એક શબ્દ પણ નહીં બોલો એની મને ખાતરી છે."

ડોસા પણ સામે સુંદર સ્મિત વેરી કંઈ પણ બોલ્યા વગર છાપું લઈને ચાલતી પકડતા.

આટલાં વર્ષના લગ્નજીવનમાં ડોસી ડોસાના મૌન સ્વભાવથી ટેવાઈ ગયાં હતાં. પણ હમણાં થોડા સમયથી તેમને ચિંતા થતી. અને એટલે એ ઘણી વાર ડોસાને સમજાવતા.

"હું તો તમારા મૌનની ભાષા સમજી શકું છું, તમારી આંખોને વાંચી શકું છું. પણ તમારાં છોકરાઓ ને વહુ કશું નહીં સમજી શકે. થોડું બોલવાની ટેવ પાડો. થોડું જાતને ખોલતા શીખો. નહીં તો મૂગાં ને મૂગાં મુંઝાઈ મરશો."

ડોસા ત્યારે એ વાત હસવામાં કાઢી નાખતા. પણ આજે, હજી ડોશીને ગયાને અઠવાડિયું પણ નથી થયું અને ડોસાને પોતાના જ મૌનનો ભાર લાગવા લાગ્યો હતો.

બહાર ઓસરીમાં બાજુવાળા કોકીબેન અને વહુ-દીકરા વચ્ચેના સંવાદે ડોસાનું ધ્યાન દોર્યું.

કોકીબેન વહુને પૂછી રહ્યાં હતાં, "વિશ્વા કાલે બેસણામાં ભજન રાખવાં છે? તો હું ભજનમંડળીને જણાવી દઉં. આ તો તારાં સાસુને ભજન બહુ ગમતાં હતાં એટલે પૂછું છું."

વિશ્વા બોલી, "વિચાર તો નથી માસી. જેને ભજન ગમતાં હતાં એ તો ગયાં. અને બાપુજીને એવો ઘોંઘાટ પસંદ નથી. એટલે ભજનમંડળીને કહેવાનું રહેવા દો. પણ કોઈ કેટરર્સવાળા ખરા તમારી નજરમાં? આ બારમા-તેરમા ઉપર આવશે તો બધાને જમાડવા પડશેને!"

ડોસાએ કાન સરવા કર્યા. દીકરા અરવિંદનો અવાજ કાને પડ્યો, "આ બધા કુરિવાજો હવે બંધ કરવાની જરૂર છે."

વિશ્વા બોલી, "તમારી વાત સાચી છે. પણ બાપુજીને પૂછ્યું? એમની ઇચ્છા હોય તો ના નો પડાય."

અરવિંદ બેફિકરાઈથી બોલ્યો, "પપ્પાને પૂછવાનો કોઈ મતલબ નથી. પપ્પા હા કે ના કશું નહીં બોલે. બસ ડોકું ધુણાવી દેશે."

અરવિંદની વાત ઉપર ત્યાં હાજર રહેલાં સૌ મલકી ઊઠ્યાં.

ડોસાએ આંખ બંધ કરી દીધી. અંદર મૂંઝારો શરૂ થયો. ડોસીના શબ્દો કાનમાં ગૂંજ્યા, "બોલવાનું રાખો, નહીં તો મૂગાં મૂગાં મૂંઝાઈ મરશો."

ડોસા ઊભા થઈને બહાર ઓસરીમાં આવ્યા અને ખોંખારો ખાધો. અરવિંદ બોલ્યો, "કશું જોઈએ છે પપ્પા?"

અને ડોસાએ મોં ખોલ્યું, "બેટા ભજનમંડળીવાળાને કાલે બેસણામાં બોલાવી લેજે. અને બારમા-તેરમા ઉપર જે આવે એમના જમવાની સગવડ પણ કરજે. મને આ બધું ગમતું નથી અને હું આમાં માનતો નથી એ વાત સાચી. પણ તારી મમ્મીને ગમતું હતું અને એ બધામાં માનતી હતી. એટલે મારી પાછળ તું ના કરતો પણ એની પાછળ એનું ગમતું બધું જ કરવાનું."

વહુ-દીકરાએ પહેલીવાર પપ્પાને આટલું બધું બોલતા સાંભળ્યા. બંને પપ્પાને તાકી રહ્યાં.

ડોસાએ ઘરમાં જતાં જતાં ઓસરીના છજા ઉપર નજર કરી. ડોસીનો સ્મિત વેરતો ચહેરો ઘરના ટોડલા ઉપરથી જાણે ડોકાઈ રહ્યો હતો.

ડોસાના હોઠ પણ આછું મલકી ઊઠ્યા.

❑❑❑

વસ્તુના ઊંડાણમાં જાઓ કારણ કે સત્ય તમને ત્યાં જ જડશે. - **આલ્બેર કામ્યૂ**

* * *

'જે શિસ્ત વગર જીવે છે એ આદર વગર મરે છે.' **-આઇસલેંડની કહેવત**

* * *

'ઉંદર જો બિલાડીને જોઈને હસતો હોય તો જરૂર માનજો નજીકમાં જ દર છે.'

* * *

'જેના ભાથામાં ફક્ત એક જ બાણ હોય એ આડેધડ તીર ન ચલાવે.'

**- નાઈજીરિયન કહેવત**

* * *

મળસકે જાગનાર માટે રસ્તો હંમેશાં ટૂંકો હોય છે.

* * *

'સૂતેલા હાથી કરતાં જાગતી કીડી વધુ કામ કરે છે.' **-આફ્રિકન કહેવત**

* * *

"આપણે ધાર્યા કરતાં હંમેશાં વધુ ભયભીત થઈએ છીએ, પણ આપણે ધાર્યા કરતાં હંમેશાં વધુ હિંમતવાન થઈ શકીએ છીએ."

**-રોબર્ટ જોર્ડન**

# એક સાઇકિએટ્રિસ્ટની ડાયરી-૮

☐ ડૉ. આનંદ નાડકર્ણી ☐ અનુ.: અમી ભાયાણી, ડૉ. શેફાલી થાણાવાલા

## રૉક - બૉટમ

**હૉ**સ્પિટલની બહારના ફાટક પાસે હું, સ્ટૅન્લી અને રાજુ નિ:શબ્દ ઊભા હતા. પોતાના જ તોરમાં મગ્ન એવી વિલાસની આકૃતિ અમારી આંખ સામેથી ઝડપથી ઓઝલ થઈ રહી હતી. રાજુએ કહ્યું, "ડૉક્ટર, બધું જ સમજતા હોવા છતાંય લોકો મદદ લેવાનું શું કામ નકારતા હશે?..."

મેં કહ્યું, "બે વસ્તુઓ સાથે થવી જોઈએ. યોગ્ય સમય આવવો અને મદદનો હાથ મળવો. તો જ એ આમાંથી બહાર આવી શકશે."

સ્ટૅન્લીએ કહ્યું, "લેટ હિમ હિટ હિઝ બૉટમ ડૉક. હી વિલ કમ બૅક..."

રાજુ અને સ્ટૅન્લી બન્ને સાજા થયેલા ઍડિક્ટ અને અમે જેને રોકી શક્યા નહીં એ વિલાસ પણ આલ્કોહોલ અને પેથિડિન એ બન્ને દ્રવ્યોનો ઍડિક્ટ.

ખૂબ મોટા ઘરનો, ગર્ભશ્રીમંત અને કૉમર્સ ગ્રેજ્યુએટ... ગયું પખવાડિયું એ પોતાની મરજીથી હૉસ્પિટલમાં રહ્યો. માનસોપચારમાં પણ દિલથી સંપૂર્ણ સહકાર આપ્યો. તેની અંદર રહેલી ચંચળતા અચાનક જ ઉછાળો મારતી. પણ તેને દબાવી દેવા માટે વિલાસ અતિ ઉત્સાહથી નાટક કરતો. અતિશય વિચારશીલ, સહકાર માટે તત્પર હોય તેવો લાગતો. પરંતુ તેની સાથે વાત કરતાંને અમસ્તી જ મારા મનમાં શંકા સળવળતી. આખરે મારી શંકા સાચી પડી. જે દિવસે વિલાસને ડિસ્ચાર્જ મળ્યો, એ જ દિવસે સાંજે એણે ફરીથી નસ વાટે પેથિડિન લેવાનું શરૂ કર્યું. એના પછી બીજા જ દિવસથી દારૂ પીવાનું શરૂ કર્યું. સ્ટૅન્લી સતત તેની પર નજર રાખી રહ્યો હતો. તેનો પીછો કરતો હતો. વિલાસ ફરીથી મારી સામે આવવા માટે શરમાતો હતો. છેવટે અમે ફરી એક વાર તેને ઍડ્મિટ કર્યો. પણ પહેલાંનો નશો ઊતરતા પહેલાં જ વિલાસે હૉસ્પિટલમાં જ દારૂની એક બાટલી 'સ્મગલ' કરી. પછી અમે એની સમક્ષ એક પર્યાય મૂક્યો. આમાંથી બહાર આવવું હોય તો સંપૂર્ણ સહકાર આપવો અથવા તો સંપૂર્ણ સહકાર આપવાની માનસિક તૈયારી થાય ત્યાં સુધી ઉપચાર 'સસ્પેન્ડ' કરવો. વિલાસે કહ્યું, "મને તમારામાંથી કોઈ નહીં જોઈએ. મને ટ્રીટમેન્ટ પણ નહીં જોઈએ. આઈ એમ ગોઈંગ ઑન માય ઓન...." નજરથી દૂર થતા પહેલાંનું આ તેનું છેવટનું વાક્ય હતું.

કોઈ પણ જાતના ઍડિક્શનમાંથી બહાર નીકળવાની શરૂઆત થવા માટેનો એક ખાસ સમય હોય છે. એ સમય આવતા પહેલાં તમે ગમે તેટલી માથાફોડ કરો, એ વ્યક્તિ કંઈ સુધરતી નથી.

ઘણી વાર તો બધું જ જાણી-સમજીને પણ પોતાના અસ્તિત્વને વિનાશના માર્ગે લઈ જતા ને, ક્યારેક વીજળીના ચમકાર જેવી ક્ષણ આવે છે. પોતાની નબળાઈઓને નજરઅંદાજ કરવા માટેની બધી જ યુક્તિ-પ્રયુક્તિઓ ટૂંકી પડે છે... એ ક્ષણ વ્યક્તિના મનની 'સાજા થવાની ઇચ્છા' પ્રજ્વલિત કરનાર ક્ષણ હોય છે. એ જ ક્ષણથી એ વ્યક્તિનો પ્રવાસ, ભલે પછી તે લથડતાં પગલે કેમ ન હોય, શરૂ થાય છે. અને એ સમયે જ જો મદદનો એક હાથ મળે તો તો જીવનનું કરમાઈ રહેલું પુષ્પ ફરી એક વાર ખીલી ઊઠે છે.

બે વસંતની બે વાતો મને હંમેશાં યાદ આવે છે. કેટલાંક વર્ષ પહેલાં દિનકરરાવ મારી પાસે મદ્યપાશમાંથી છૂટવાના ઉપચાર માટે આવતા. બહુશ્રુત અને બુદ્ધિશાળી માણસો હંમેશાં પોતાની બીમારીનું સમર્થન ઉત્તમ રીતે કરી શકે છે. તેઓ સંપૂર્ણ સ્વીકારનો (ટોટલ ઍક્સેપ્ટન્સ) એટલો સરસ આભાસ ઊભો કરે છે કે બસ... ઉપચાર

દરમ્યાન દિનકરરાવે એક દિવસ ચિઠ્ઠી લઈને વસંતને મારી પાસે મોકલ્યો. દિનકરરાવ જે દુકાનમાંથી દારૂ ખરીદતા તે દુકાનમાં જ વસંત કામ કરતો. ત્યાં જ ટેવ પડવાથી તે પણ આલ્કોહોલિક થઈ ગયો હતો. મનમાં સતત ઇચ્છા થતી કે દારૂ છોડવો છે, પણ મદદનો હાથ નહોતો મળતો. દિનકરરાવે વસંતને મારી પાસે મોકલ્યો. મેં વસંતને ઍડ્મિટ કર્યો. તે સાજો થઈ ગયો. તે એક સાદો, સરળ હસમુખો યુવાન છે. એણે નોકરી બદલી, લગ્ન કર્યાં. પોતાની બહેનના પતિને મારી પાસે લઈ આવ્યો અને એને પણ દારૂ છોડવામાં મદદ કરી. ત્રણ મહિના પહેલાં તે કે.ઈ.એમ.માં આવ્યો ત્યારે મેં પૂછ્યું, "અરે, દિનકરરાવના કંઈ ખબર? બે વર્ષથી દેખાયા નથી. છેલ્લે આવ્યા હતા ત્યારે સોબર (દારૂથી દૂર) હતા. આનંદમાં હતા."

"એમનાથી 'સ્લિપ' થઈ ગઈ ડૉક્ટર... એમાં જ હાર્ટઍટેક આવ્યો અને એ ગયા." વસંતે કહ્યું. આલ્કોહોલિક ઍનૉનિમસની ભાષામાં, 'સ્લિપ થવું' (લપસવું) એટલે ફરી પાછું વ્યસનમાં ફસાવું.

વસંતને જરૂર હતી ત્યારે તેને માટે મદદનો હાથ લંબાવનાર દિનકરરાવ ગયા... હું ક્ષણભર માટે સૂન્ન થઈ ગયો. ઍડિક્શનની આ જંજાળે કેટલીય વાર આ લાગણી-ઘટનાઓની ભીડમાં ભીંસી નાખ્યો છે... અસંખ્ય વાર.

બીજા વસંત આધેડ વયના છે. વસંતરાવ કહી શકાય એટલા. એમનો ભાઈ એમને હૉસ્પિટલમાં લાવ્યો હતો. માંડ ચારેક દિવસ મેં તેમની સાથે વાત કરી હતી. સમૂહ ઉપચાર પદ્ધતિના એક સત્રમાં અને હૉસ્પિટલમાં યોજાનારી એ.એ. (આલ્કોહોલિક ઍનોનિમસ)ની એક મિટિંગમાં તેમને લઈ ગયો હતો. અને પાંચમા દિવસે વસંતરાવ હૉસ્પિટલની સામે જ આવેલી એક દુકાનમાં બેઠા હતા. એમનો ચહેરો મને હજી સુધી યાદ છે. એ ચહેરો એટલે નિરાશાની એક જીવતી જાગતી પ્રતિમા. એ દુકાનનો સહૃદય માલિક તેમને કંઈક સમજાવી રહ્યો હતો.

ત્યાર પછી દસેક મહિના વીતી ગયા હશે. હું ઓ.પી.ડી.માં પેશન્ટ તપાસી રહ્યો હતો ત્યારે વૉર્ડબૉયે આવીને કહ્યું, "સાહેબ, એક એ.એ. મેમ્બર નવા પેશન્ટને લઈને આવ્યા છે." એ.એ. સંસ્થાના સભાસદો આ કામ કરતા જ હોય છે. મેં તેમને અંદર લઈ આવવાનું કહ્યું.

એ એ.એ. મેમ્બર વસંતરાવ પોતે હતા અને એ એક નવા દર્દીને લઈને આવ્યા હતા. વસંતરાવનો હસતો ચહેરો કાંતિમય લાગતો હતો. તેમનાં વસ્ત્રો સુઘડ હતાં. મને કહે,"ડૉક્ટર, ઓળખાણ પડી કે?"

મેં કહ્યું, " સો ટકા! તમે વસંતરાવ, બરાબર?"

"કમાલ છે તમારી મેમરી." વસંતરાવ બોલ્યા, "હવે હું સોબર છું."

મેં કહ્યું, "એ તો દેખાય છે. સભ્યતા તો તમારા દરેક શ્વાસમાંથી, દરેક શબ્દમાંથી ટપકી રહી છે. પણ આ થયું કઈ રીતે એ મને કહો."

"ડૉક્ટર, તે દિવસે હૉસ્પિટલમાંથી ભાગીને સીધો જ બારમાં ગયો... દેસી જ પીધો. કેટલા દિવસ સતત પીધો, કોણ જાણે. એ બેહોશીમાંથી પહેલી વાર ભાનમાં આવ્યો ત્યારે હું મળમૂત્રના એક નાળા પાસે ગંદકીમાં પડ્યો હતો. સાવ જ ગંદકીના કળણમાં ખૂંપી ગયો હતો એમ કહો ને... ચોતરફ કચરો અને ગંદકી અને ઉપર આકાશ. આંખ ખૂલતાં જ પહેલી વાર હૃદયપૂર્વક પોતાની જાતને પૂછ્યું, હવે તો બહાર નીકળવું છે ને આ પરિસ્થિતિમાંથી?" વસંતરાવ એ કળણમાંથી ઊભા થયા. સદ્‌ભાગ્યે ખિસ્સામાં રહી ગયેલું દવાનું એક પ્રિસ્ક્રિપ્શન મદદે આવ્યું અને દસ મહિના પહેલાં જેના વિશે સાંભળેલું એ એ.એ. નામની સંસ્થાની બેઠક જ્યાં યોજાતી એ જગ્યાનું સરનામું મળ્યું. પહેલાં મળેલો મદદનો હાથ વસંતરાવે એમનો સમય આવ્યો ત્યારે જ સ્વીકાર્યો.

કહેવાય છે કે તળિયે પહોંચ્યા સિવાય ઉપર આવવાની શરૂઆત થતી નથી. એક ઍડિક્ટ માટે તળિયે પહોંચવું એટલે જ સંપૂર્ણ પરાભવની કબૂલાત કરવાની ક્ષણ. મજાની વાત એ કે, પરાભવની આ ક્ષણમાંથી જ એક નવા યુદ્ધ માટેનું રણશિંગું ફૂંકાય છે. તે વ્યક્તિ પોતાના સાજા થવાની જવાબદારી પોતે જ લેવા માટે તૈયાર થાય છે. અને મહત્ત્વની વાત એ કે, હવે એને સાજા થવું છે તે પોતાને માટે, નહીં કે કોઈ બીજા માટે.

એટલે કે આ પ્રતીતિ કરાવનાર 'રૉક બૉટમ' ક્ષણ આવવા માટે દરેક વખતે, દરેક કેસમાં અલગ અલગ પરિસ્થિતિ ભાગ ભજવે છે. તુષાર હૉસ્પિટલમાં દાખલ થયો તે દારૂ છોડવાના દૃઢ નિશ્ચય સાથે જ. ઍડ્મિટ થયાને પાંચ-છ દિવસ વીતી ગયા. એક સાંજે તુષાર ખૂબ જ અસ્વસ્થ થઈ ગયો. ચીડચીડિયો થઈ ગયો. એને સમજાતું નહોતું કે હવે શું કરવું. એણે સામે પડેલી એક નોટબુકના છેલ્લા પાને એક જ વાક્ય લખ્યું, "આઈ વૉંટ ટુ ડ્રિંક." સદ્‌ભાગ્યે રાજુ અને સ્ટૅન્લી ત્યાં જ બેઠા હતા. એણે તેમને આ વાક્ય બતાવ્યું. રાજુ અને સ્ટૅન્લીએ તુષારની પત્નીને રૂમની બહાર જવા કહ્યું. અશુભની છાયાને પોતાની એવી એક ધાર હોય છે. બધું જ પામી ગઈ હોય તેમ, ક્ષણાર્ધમાં એની પત્નીની આંખોમાં ઘોડાપૂર ઊમટી આવ્યાં. એ માંડ માંડ બહાર ગઈ.

ત્યાર પછી પંદર મિનિટમાં જ હું તુષારની રૂમમાં ગયો. અમારા ત્રણેયની પાસે હૈયાવરાળ ઠાલવ્યા પછી તુષાર શાંત થયો અને બોલ્યો,"ડૉક્ટર, હું તમને ફસાવતો હતો... મને પોતાને જ માન્યામાં નહોતું આવતું કે હું આલ્કોહોલિક છું. બીજા લોકોના અનુભવો સાંભળતો

ત્યારે લાગતું કે મારો કેસ કંઈ એટલો ખરાબ નથી... હું કંઈ પીને રસ્તા પર પડેલો નથી... પણ આજે, અહીં કોઈ પણ જાતના બાહ્ય દબાણ વગર, મેં મારી પોતાની મરજીથી હૉસ્પિટલમાં પગ મૂક્યા પછી પણ, દારૂ પીવાની ઇચ્છા મને આટલો ગ્રસી લે?... એની સામે હું આટલો નતમસ્તક થઈ જાઉં...! ડૉક્ટર, નાઉ આઈ એક્સેપ્ટ ફુલ્લી, આઈ એમ ઍન આલ્કોહોલિક."

"આઈ એમ નૉટ ધેટ બૅડ." એ શબ્દોની જાળ ખૂબ જ છેતરામણી હોય છે. મારો એક સાજો થયેલો આલ્કોહોલિક મિત્ર કહેતો હોય છે કે, "આ વાક્યની પાછળ ફક્ત 'ઍઝ યટ' એ શબ્દો મૂકી દેવાથી એ જાળ સ્પષ્ટપણે દેખાવા લાગશે."

આ એ જ તુષાર, જેણે મને પહેલી જ મુલાકાતમાં પૂછ્યું હતું, "ડૉક્ટર, તમે મારો દારૂ છોડાવશો?"

મેં કહ્યું હતું, "હું આજ સુધી એક પણ જણનો દારૂ છોડાવી શક્યો નથી. છોડવાની ઇચ્છા હોય તેમને માત્ર મદદ કરી છે... અને જો તમારી ઇચ્છા હોય તો આ મદદ કરવાની, કષ્ટ લેવાની મારી તૈયારી છે..."

મને લાગે છે, જીવનની આ જંજાળમાં ખોવાયેલ આત્મજ્ઞાનની એક ક્ષણ જ્યારે ઍડિક્ટને લાધે છે ત્યારે જ તેની અંદરનું ફિનિક્સ પાંખો ફફડાવવા લાગે છે. મજાની વાત તો એ છે કે આ 'રૉક બૉટમ' આવતા પહેલાં પણ એ વ્યક્તિ થોડા સમય માટે મદ્ય અથવા તો ડ્રગ છોડી શકે છે. પરંતુ, અહીં તેનું બધું જ ધ્યાન 'દારૂ છોડવા' અથવા તો 'ડ્રગ છોડવા' પર કેન્દ્રિત હોય છે. 'હું બદલાઈશ કે નહીં' એ મૂળભૂત પ્રશ્ન બાજુએ જ રહી જાય છે. ક્યારેક તો એ જાણી કરીને અવગણવામાં આવે છે.

મદ્ય અથવા તો નશીલાં દ્રવ્યોનું જે વિકૃત આકર્ષણ આવી વ્યક્તિઓમાં હોય છે, તે આકર્ષણ ખરેખર છે જ નહીં એવું એ વ્યક્તિ પોતાની જાતને સમજાવતી હોય છે. આ આકર્ષણનો સ્વીકાર કર્યા પછી જ એના વિરુદ્ધ લડવાની શરૂઆત થાય છે. આ આકર્ષણ સામેની લડાઈમાં 'મારે બદલાવું છે' એવું ધ્યેય જો ઉમેરાય તો એમાંથી જે વ્યક્તિત્વ નીખરી આવે તે પહેલા કરતાં ખૂબ જ અલગ, વધુ સારા માણસ તરીકેનું હોય છે.

હૉસ્પિટલમાં ઍડ્મિટ થતી વખતે, હું મારા ઍડિક્ટ દર્દીને એકાદી ડાયરી અથવા તો નોટબુક લાવવાનું કહું છું. એટલે રોજ થતી ચર્ચાના મુદ્દા, એના પરના બધા પ્રશ્નો, એ બધાંનો એક સાર સતત એ દર્દીની પાસે રહે. એક નવા દર્દીની કોરી ડાયરીનાં છેલ્લાં પાનાંઓ પર તો આખી ભગવદ્ ગીતા છાપેલી હતી. કલાત્મકતાથી ગૂંથેલી એ ડાયરી પર નજર ફેરવતાંને ગીતાનું પહેલું પાનું અને પહેલા શ્લોકના 'ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે'

એ બે શબ્દો પર નજર ખોડાઈ ગઈ. સુધરવા માટે પ્રવૃત્ત થયેલા ઍડિક્ટના મનમાં એક ધર્મક્ષેત્ર અને એક કુરુક્ષેત્ર હોવું જરૂરી છે.

એક તરફ વિકૃત આકર્ષણ સામેની લડાઈ તો બીજી તરફ આત્મજ્ઞાન મેળવવા માટેનું તપ! જેણે યુદ્ધ અને તપ એક જ સમયે સાધી લીધું છે એવા ઍડિક્ટને સાજા થતાં જોવું, એ માણસનો માણસ પરનો વિશ્વાસ વધારનાર ક્ષણ હોય છે.

આવા સાજા થયેલા ઍડિક્ટનો આ નવો જન્મ હોય છે. ગયા મહિનામાં વિનીતને બ્રાઉન સુગર છોડ્યાને એક વર્ષ થયું. એ મળવા આવ્યો તેની પહેલાં એણે મને પહેરાવેલી બધી જ ટોપીઓ મને યાદ હતી. તે વખતે વિનીત પર એક ડ્રાઈવર અને એક સંરક્ષકનો સતત પહેરો રહેતો. એની સેવામાં સતત એક મોટરકાર રહેતી. આ બધાંને ઉલ્લુ બનાવીને વિનીત પોતાનું કામ સાધી જ લેતો. હવે તો એ આખુંય વર્ષ એકલો જ હોય છે. તેના સ્વભાવમાં આવેલો ફરક નોંધનીય છે. મારી સાથે વાતચીત કર્યા બાદ, જતી વખતે મને પગે લાગવા વિનીત વાંકો વળ્યો. મેં તેને નજીક લીધો અને મનમાં જ અસ્પષ્ટ બબડ્યો, "દ્વિજ થા..."

द्विः जायते इति... જેનો બે વાર જન્મ થાય છે એવો. એટલે કે પક્ષી અથવા બ્રાહ્મણ! પણ સુધરનાર પ્રત્યેક ઍડિક્ટ પણ દ્વિજ હોય છે. હું માત્ર આલંકારિક અર્થમાં નથી કહેતો. આવાં અસંખ્ય ઉદાહરણો મેં મારી આંખ સામે જોયાં છે. અને અલબત્ત, એવા પણ ઘણા દાખલા છે જેમાં તેમણે પોતાને છેતરવાનું ચાલુ રાખ્યું ત્યાં સુધી ખૂબ મોડું થઈ ગયું હોય.

માધવ મુંબઈ બહાર રહેતો. એના શહેરના પ્રથમ ચરસના બંધાણીઓ પૈકીનો એક. એને પહેલી વાર ઍડ્મિટ કર્યો ત્યારે તેણે જીદ કરીને ફક્ત બે દિવસમાં ડિસ્ચાર્જ લીધો હતો. પોતાની જાત પર વધુ પડતો વિશ્વાસ, આજુબાજુનું વાતાવરણ, કુટુંબના લોકો જ્યાં સુધી બદલાતા નથી ત્યાં સુધી પોતે ન બદલાવાની જીદ, પોતાની ચરસની ગુલામી નકારવાનો સતત માનસિક પ્રયત્ન અને આગ ઝરતો ગુસ્સાવાળો સ્વભાવ, આ બધાનો એક અનોખો મેળ હતો એનામાં. તેનો સહકાર મેળવવા હું જીવતોડ પ્રયત્ન કરતો, પણ તે હંમેશાં એ નશાની જાળમાં પાછો ફસાતો. એનાં મા-બાપ અતિશય ત્રસ્ત હતાં. અત્યાર સુધીમાં દેશની અલગ અલગ અઢાર હૉસ્પિટલમાં એ ઍડ્મિટ થયો હતો. બે જ મહિનામાં એ ફરી પાછો હતો ત્યાં જ આવી જતો. થોડા મહિના પહેલાં એ પાછો ઍડ્મિટ થયો. પાંચ દિવસનો અતિશય મુશ્કેલ એવો 'વિડ્રૉઅલ'નો ગાળો એણે માંડ પૂરો કર્યો. લગભગ સાઈઠની ઉંમરે પહોંચેલા એના પિતા આ સમય દરમ્યાન એનાં મળમૂત્રની સફાઈથી લઈને બધું જ કરતા. એમને

જોઈને મારું હૈયું વલોવાઈ જતું. પાંચ દિવસ જીવન-મરણ વચ્ચે ઝોલા ખાતો માધવ છેવટે સાજો થઈ એમાંથી બહાર આવ્યો. સાથે જ તેનામાં રહેલો એ જૂનો ગરૂર, જૂની મર્યાદાઓ એક નવાં જ જોશ સાથે બહાર આવ્યાં. 'હું એક ઍડિક્ટ છું.' એવો સાદો વિચાર કરવા માટે જરૂરી એવું ધૈર્ય માધવ પાસે નહોતું જ. એના ઉપચાર માટે એનાં મા-બાપે લાખો રૂપિયા ખર્ચવા ઉપરાંત એમનું અણમોલ સ્વાસ્થ્ય પણ ગુમાવ્યું હતું... અને માધવે ફરી એક વાર ચરસ લેવાની શરૂઆત કરી.

એક છેવટના ઉપાય તરીકે માધવ અને એના પિતા ફરી એક વાર મારી પાસે આવ્યા.

"ડૉક્ટર, તમે મને ફોરેન્ટ્રીનના ઇન્જેક્શન આપો... પછી હું ચરસ છોડીશ..." માધવે કહ્યું. આ ઇન્જેક્શનથી પણ ઍડિક્શનનો ભય હોય છે એની મને અને માધવને ખબર હતી. પણ માધવને ફક્ત બહાનાબાજી કરવામાં રસ હતો. આનું 'રૉક-બૉટમ' છેવટે ક્યાં હશે?... અલબત્ત એને એ ઇન્જેક્શન આપવાનું મેં નકાર્યું. બીજી કોઈ જાતની ટ્રીટમેન્ટ લેવા એ તૈયાર નહોતો. છેવટે એ જ અવસ્થામાં એનાં મા-બાપ સાથે એ મુંબઈ છોડી ગયો. આજે માધવ ક્યાં છે એની મને ખબર નથી. પણ મને હજુય આશા છે કે એક દિવસ ચમકીલી ત્વચા અને ઉપસેલા ગાલવાળો માધવ મારી પાસે આવશે અને કહેશે, "ઓળખાણ પડી, ડૉક્ટર?..."

હું એને સસ્મિત એટલું જ પૂછીશ, "ફક્ત એટલું જ કહે કે ક્યારે અને કઈ રીતે રૉક-બૉટમ પ્રાપ્ત થયું..."

(કિર્લોસ્કર, માર્ચ ૧૯૮૮)

વર્તમાન સ્થિતિ : વ્યસનાધીનતાની દુનિયામાં પણ ફૅશન્સ્ બદલાયા કરે છે. નવા નવા નશીલા પદાર્થો અસ્તિત્વમાં આવે છે. કેટલાંય મોજાંઓ આવીને વિરમી જાય છે. તો કેટલાંક મોજાંઓ આવ્યાં જ કરે છે. છતાંય, 'પરંપરાગત' કહી શકાય એવાં તંબાકુ-દારૂ જેવાં વ્યસનો આજની તારીખે પણ એટલાં જ વ્યાપ્ત છે. વ્યસન ગમે તે હોય, 'રૉક બૉટમ' અવસ્થા આવી શકે. હમણાંથી દર્દીઓ સાથે વાત કરતાં હું કહેતો હોઉં છું 'try to raise your bottom.' એ.એ.ની મિટિંગમાં અથવા તો સમૂહ ઉપચાર પદ્ધતિમાં બીજા કેટલાક મિત્રોના હૃદયદ્રાવક અનુભવો સાંભળીને પોતાની જાતને જ કહેવું પડે કે મારે આ 'અંત' નથી જોવો.

'દ્વિજ' એ શબ્દની કલ્પના સન ૨૦૦૮થી એક પ્રકલ્પમાં ઉદ્ભવી. ગંભીર માનસિક રોગનો યશસ્વીપણે સામનો કરનાર દર્દીઓ માટે આ 'દ્વિજ પુરસ્કાર યોજના' આઈ.પી.એચ. માનસિક આરોગ્ય સંસ્થા તરફથી સેંકડો મનોચિકિત્સકોના સહભાગથી યોજવામાં આવે છે.

**- લેખક**

ફોટો સૌજન્ય : શ્રી સુમનભાઈ ભટ્ટ

# સન્મિત્રને સલામ

**☐ હરિકૃષ્ણ પાઠક**

**શ્રી** અજય પાઠક ગયા. જન્મ વર્ષ ૧૯૪૩. ભાવનગર મુકામે તા. ૮-૫-૨૦૨૧ના રોજ કોરોનાને કારણે છેલ્લા શ્વાસ લીધા.

સાહિત્યપ્રીતિ તો તેમને વારસામાં મળેલી. તેમના પિતાશ્રી પ્રિયવદનભાઈએ છેક જીવનના આઠમા દાયકામાં કાવ્યસર્જન આરંભ્યું ને કાવ્યસંગ્રહ પણ પ્રગટ કર્યો 'સંધ્યારાગ' (૨૦૦૦)

અજય પાઠકે સાહિત્યના વિષય સાથે જ અનુસ્નાતકની ઉપાધિ મેળવી

ને વધારામાં વિનીત-કોવિદની. તેઓ અનુસ્નાતકનો અભ્યાસ કરતા હતા તે જ સમયે વયમાં થોડા મોટા શ્રી રતિલાલ બોરીસાગરે વયસ્ક મિત્રો સાથે અનુસ્નાતકનો અભ્યાસ શરૂ કર્યો. તેમના કહેવા પ્રમાણે રેગ્યુલર વિદ્યાર્થીઓ પૈકી જે તેજસ્વી વિદ્યાર્થીઓ હતા તે અજય પાઠક અને દુર્ગેશ ભટ્ટ. અજય પાઠકની સજ્જતાનું જૂનું પગેરું એ મળે છે કે ૧૯૬૮માં શારદાગ્રામ ખાતે મળેલ પરિષદના જ્ઞાનસત્રમાં 'સાહિત્યમાં પરંપરા અને પ્રયોગ' એ વિષયના વક્તાઓમાં અજય પાઠકનું નામ છે. ૧૯૬૯માં 'સૂક્ષ્મતાની દૃષ્ટિએ સાહિત્ય કે સંગીત?' વિષયના વક્તા પણ છે અજય પાઠક. ૧૯૭૦ના ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનનો હેવાલ સંયુક્ત રીતે લખનાર હતા ડો. દિલાવરસિંહ જાડેજા અને અજય પાઠક. એક વિશેષ વિગત આપું: ધ્રોળ ખાતે શ્રી પ્રિયવદનભાઈ શિક્ષક હતા ત્યારે તેમના વિદ્યાર્થી હતા શ્રી દિલાવરસિંહ જાડેજા. આ સંબંધ શ્રી અજયભાઈના સાહિત્યપ્રેમે કરીને છેક સુધી રહ્યો. ઉપર કહ્યા મુજબ શ્રી અજય પાઠકનો ગુજરાતી સાહિત્ય પરિષદ સાથેનો સંબંધ પૂરાં પચાસ વર્ષનો રહ્યો, નિષ્ઠાથી ને કશી અપેક્ષા વિનાનો.

૨૦૧૫-૧૬ની સાલમાં ગુજરાતી સાહિત્ય અકાદમીની સ્વાયત્તતાને મુદ્દે તત્કાલીન પ્રસારમંત્રીએ રાજીનામું આપ્યું અને તેમના હસ્તકનાં વ્યાખ્યાનો યોજવાનાં બાકી હતાં. પ્રમુખ શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળાએ આ કામગીરી માટે અજય પાઠકની પસંદગી કરી અને તેમણે એવા ઉત્સાહ અને નિષ્ઠાથી જવાબદારી ઉઠાવી કે બાકી રહેલાં વ્યાખ્યાનો ઉપરાંત બાકીના કાર્યકાળનાં તમામ વ્યાખ્યાનો વિવિધ સંસ્થાઓના સહયોગથી પાર પાડ્યાં.

શક્ય હોય તો જે તે વ્યાખ્યાનોના સ્થળે-સમયે પોતાના ખર્ચે પહોંચી જાય અને એ રીતે જે તે સંસ્થા, શ્રોતાઓ અને વક્તાને પ્રોત્સાહિત કરે. અગાઉ આવી નિષ્ઠા કોઈએ ભાગ્યે જ દાખવેલી.

આ સમયમાં તેમણે પોતાના નામે તો કોઈ વ્યાખ્યાન ન ફાળવ્યું, પણ છેલ્લી ચૂંટણી પછી નવી રચના પછી તેમને એક વ્યાખ્યાન સોંપાયું જે ન થઈ શક્યું.

કોઈ કોલેજ કે યુનિવર્સિટીમાં અધ્યાપકનું પદ શોભાવી શકે તેવી તેમની સજ્જતા હતી ને વ્યક્તિત્વ પણ એવું. પૂરી ઊંચાઈની કાઠી. નખ-શિખ પેન્ટ-શર્ટમાં સજ્જ આછી બાબરી ને ઘાટીલો ચહેરો. જોકે બન્યું એવું કે તેમણે સ્ટેટ બેન્ક ઓફ સૌરાષ્ટ્રની સેવા સ્વીકારી, કદાચ સ્વીકારવી પડી. મને યાદ છે કે આપણાં પ્રતિષ્ઠિત સામયિકો- 'ગ્રંથ', 'પ્રત્યક્ષ', 'પરબ', 'શબ્દસૃષ્ટિ', 'કુમાર' વગેરેમાં પ્રસંગોપાત્ત તેમના

લેખો, અવલોકનો, સમીક્ષાઓ વિવેચનો પ્રગટ થતાં રહ્યાં.

બેન્કોના રાષ્ટ્રીયકરણ અને મર્જરના પરિણામે બદલીઓનો સિલસિલો શરૂ થયો. માંગરોળ, મેંદરડા, ચલાળાથી લઈ બિલિમોરા ને વલસાડ પણ ખરાં. વચ્ચે થોડો ગાળો અમદાવાદનો આવી ગયો. પોતાનો સાહિત્યરસ તો તેમણે સાદ્યંત ટકાવી રાખેલો ને અમદાવાદમાં તો 'નિરીક્ષક'ના (હાલના) તંત્રી શ્રી પ્રકાશ ન. શાહ, દિલીપ ચંદુલાલ ને બીજા બૌદ્ધિકો સાથેની અમારી મંડળીમાં ભળીને એકરૂપ થઈ ગયા. સંબંધો પારિવારિક થયા ને છેક સુધી રહ્યા. તેમની અચાનક વિદાય આઘાતજનક થઈ પડી. પરિષદ અને પછીથી અસ્મિતાપર્વો સાથે જોડાવાને કારણે અને બદલીઓને કારણે તેમનું મિત્રવર્તુળ પણ બહોળું રહ્યું. લખ્યું ઘણું, સતત લખ્યું પણ તેને તારવી-સારવીને ગ્રંથસ્થ કરવાનું ન બન્યું, તે ન જ બન્યું.

પરિષદમાં મધ્યસ્થ સમિતિમાં ચૂંટાઈને સક્રિય થયા ત્યારથી છેક ૨૦૧૯ના વર્ષ સુધી અધિવેશનો / જ્ઞાનસત્રોના હેવાલો. લખવાની જવાબદારી તો તેમની જ રહી. આ કામ પણ પૂરી નિષ્ઠાથી કરે. કલમ ઘડાયેલી, સાહિત્ય પદારથની પાકી સૂઝ અને તાટસ્થ્ય. ગુજરાતી સાહિત્ય પરિષદ ભવિષ્યમાં જો ખુદનો એટલે કે સંસ્થાનો પોતાનો ઇતિહાસ લખશે તો આ બધા અહેવાલો ખૂબ ઉપયોગી થઈ પડશે.

એક જાગ્રત નાગરિક તરીકે સાહિત્ય ઉપરાંત અર્થકારણ, સમાજકારણ, રાજકારણ જેવી બાબતોમાં તેમને કશુંક કહેવા જેવું લાગે, કશા પ્રશ્નો થાય કે પ્રતિભાવ આપવાનું જરૂરી લાગે તો, મુખ્યત્વે 'નિરીક્ષક'ના પાન પર અક્ષરો પાડતા. સ્વભાવે નમ્ર, 'લોકી'માં રહેનારા દાવા કરવાનો સ્વભાવ જ નહીં. હવે તો તેમનું અગ્રંથસ્થ લેખન અંકે કરીને ગ્રંથસ્થ કરવાની જવાબદારી તો તેમના સ્નેહીઓ, મિત્રો- અને પા, પરિષદની પણ ગણાય. આશા છે, કંઈક તો થશે... છેલ્લે એક વાતઃ રંજનબહેન પણ સ્નાતક થયેલાં. તેમનો અને અજય પાઠકનો લગ્નસંબંધ પણ પસંદગીપૂર્વકના પ્રેમલગ્નરૂપે થયેલો. આ સ્નેહી, સ્વજન, સાહિત્યાનુરોગી મિત્રને સલામ!

❑❑❑

**સુધારોઃ** 'નવનીત સમર્પણ' જૂન ૨૦૨૧ના અંકમાં પૃ. ૯૧ પર 'કથા એક કલાકની' લેખકનું નામ Kateનો ઉચ્ચાર કેટે નહીં કેઈટ થાય. અને Chopinનો ઉચ્ચાર શોપિન થાય. આ પ્રમાણે સુધારીને વાંચવા વિનંતી.

# કેમ સખી ચીંધવો પવનને-૫૦

## ☐ અનિલ રમાનાથ જોશી

**એ**ક સવારે સુરેશ દલાલનો ફોન આવ્યો : "અનિલ, આપણે કલકત્તા જવાનું છે. તૈયારી રાખજે. વી.ટી. સ્ટેશનથી હાવડા મેલમાં જવાનું છે." મેં કલકત્તા જવાની તૈયારી કરી લીધી. નિયત તારીખે અને સમયે હું બેગ લઈને વી.ટી.સ્ટેશન પહોંચી ગયો. પ્લેટફોર્મ પર જોયું તો મારા આશ્ચર્ય વચ્ચે હરીન્દ્ર દવે, જગદીશ જોશી, વિપિન પરીખ અને સુરેશ દલાલ સામાન સાથે પ્લેટફોર્મ પર ઊભા હતા. થોડીવારે રમેશ જાની પણ આવી ગયા. કલકત્તા હું પહેલીવાર જતો હતો એટલે એનો હરખ પણ હતો. અમારી કેર લેવા માટે અમર જરીવાલા હાજર હતા. ટ્રેન પ્લેટફોર્મ પર આવીને ઊભી રહી. લાલ બાંડિયાવાળા મજૂરોએ અમારો સમાન ફર્સ્ટ ક્લાસ કમ્પાર્ટમેન્ટમાં મૂકી દીધો. સહુ પોતપોતાની સીટ ઉપર ગોઠવાઈ ગયા. ટ્રેન ઊપડી... એટલામાં આગળ જતાં જગદીશ જોશીએ બેગમાંથી 'શિવાસ રીગલ'ની બોટલ કાઢીને મને

બતાવી. 'શિવાસ રીગલ' બહુ ઉચ્ચ કોટીનો શરાબ. આદિલ મન્સૂરીએ તો 'શિવાસ રિગલ'નું નામ બદલીને 'શિવવાસ' એટલે કે શિવનો જેમાં વાસ છે તે શિવાસ. હાવડા મેલ ફુલ સ્પીડમાં દોડી રહ્યો હતો શરાબની આ બોટલ જોઈને મારે બત્રીસ કોઠે દીવા થઈ ગયા. એ દિવસોમાં હું નવોસવો હતો એટલે ખૂબ શરાબ પીતો હતો. એવામાં હરીન્દ્રને ના ગમ્યું પણ હરીન્દ્રની વિશેષતા એ હતી કે પોતાનો અણગમો બોલીને ના બતાવે. પણ સુરેશે તરત મને અને જગદીશને કહી દીધું: "તમે બેય પાછળના કમ્પાર્ટમેન્ટમાં જે પીવું હોય તે પીઓ. અહીં નહિ પીવાનું. પૂરું થાય એ પછી અહીં આવજો. ડિનર બાકી છે." જગદીશ અને હું પાછળના કમ્પાર્ટમેન્ટમાં જઈને બોટલ ખોલીને ચિયર્સ કર્યું. ખૂબ પીધો. પછી હરીન્દ્ર આવીને કહે: "હવે ભૂખ લાગી છે ચાલો." સહુ ટિફિન લઈને આવ્યા હતા. હું તો સાવ એકલો હતો. મુંબઈમાં પેઇંગગેસ્ટ તરીકે રહેતો હતો. હરીન્દ્રએ ડબ્બામાંથી થેપલાં કાઢ્યાં, સુરેશનું ટિફિન જોરદાર હતું. વિપિન પરીખે લસણની ચટણી અને અથાણું કાઢ્યું. સડસડાટ દોડતા હાવડા મેલમાં અમે અલકમલકની વાતો સાથે વાળું કર્યું. મોડી રાત થઈ ગઈ હતી. જગદીશ અને હું પાછલી બર્થમાં જઈને સૂઈ ગયા. ટ્રેન સડસડાટ દોડ્યે જતી હતી. ક્યારે પડી સવાર મને કંઈ ખબર નથી. અમે ઘોટાઈ ગયા. એટલું સારું હતું કે અમારામાંથી કોઈનાં નસકોરાં નહોતાં બોલતાં. સવારે હરીન્દ્રએ નસકોરાંની વ્યાખ્યા કરી, ''નસકોરાં એ શ્વાસનું સંગીત છે, એનાથી સહુ વંચિત રહી ગયા. હવાની આવનજાવન પણ મ્યુઝિકલ હોય.'' સહુ હસી પડ્યા.

વચ્ચે રસ્તામાં ટ્રેન અંતરિયાળ ઊભી રહે તો હરીન્દ્રનો ઘેઘૂર અવાજ સંભળાય: ''ટ્રેન કેમ અધવચ્ચે ઊભી રહી?" સહુ ચૂપ. કોઈ જવાબ ન મળે. કેટલાક સવાલો એવા હોય છે જે અનુત્તર રહેતા હોય છે. મુસાફરીમાં હરીન્દ્રને એક ટેવ હતી કે કોઈ મોટા સ્ટેશને ઊતરે અને બુકસ્ટૉલ પર ખાંખાંખોળા કરીને કોઈ નવું પુસ્તક લઈ આવે અને સહુને બતાવીને કહે: "જુઓ, કૃષ્ણ વિષે રામમનોહર લોહિયાનું આ પુસ્તક છે. હું ક્યારનો શોધતો હતો તે મળી ગયું.'' કૃષ્ણનું નામ આવે એટલે સુરેશ દલાલ તરત એક્સાઇટ થઈ જાય. મારી ચેતનામાં પણ કંઈક સળવળાટ થવા લાગે. સુરેશ તરત કમેન્ટ કરે : "કૃષ્ણ એ મારી સરરિયલ અનુભૂતિ છે." એ દિવસોમાં સિતાંશુ ઘણાં સરરિયલ કાવ્યો લખતા હતા એટલે એના જુદાજુદા પ્રતિભાવો આવે તે સ્વાભાવિક છે. એમાંય મારી આખી યુવાની ગોંડલમાં ભાઈ અને મકરન્દ સાથે વીતી હતી તેથી મારો મિજાજ પણ

કૃષ્ણમય હતો. જગદીશ અને હરીન્દ્રનો મિજાજ રોમેન્ટિક એટલે એમની રીતે કૃષ્ણમય હતા. સુરેશ ખૂબ વાંચે એટલે અનેક કવિતાઓની પંક્તિઓ સુરેશને કંઠસ્થ હોય. આખરે અમે જલસા કરતાં કરતાં કલકત્તા પહોંચ્યા. મારા માટે કલકત્તાની પહેલી મુસાફરી હતી એટલે વિસ્મય બહુ છલકાતું હતું. સ્ટેશન ઉપર કનુભાઈ ભાલરિયા લેવા આવ્યા હતા. હાવડા બ્રિજ પર થઈને અમે સહુ કનુભાઈને ઘેર પહોંચ્યા. કનુભાઈનું ઘર એટલું વિશાળ હતું કે સહુ મોકળા થયા. વાતોના વડા ચાલ્યા. એવામાં શિવકુમાર જોશી પણ આવી પહોંચ્યા. એ પછી શિવકુમારે નક્કી કર્યું કે આવતી કાલે સવારે હું તમને બધાને દક્ષિણેશ્વેર લઈ જઈશ." આટલું કહીને શિવકુમાર જતા રહ્યા.

અહીં દૃશ્ય બદલાય છે : બીજે દિવસે શિવકુમાર બગલાની પાંખ જેવું છુટ્ટી પાટલીનું ધોતિયું પહેરીને આવી ગયા છે. અમે બધા તૈયાર થઈ ગયા છીએ. સહુ નીચે ઊતરીએ છીએ. શિવકુમારની ગાડીમાં ગોઠવાઈ ગયા. ગાડી સ્ટાર્ટ થઈ. કલકત્તાના રસ્તા ઉપર આડાઅવળા વળાંકો લેતી સડસડાટ જઈ રહી છે. અમે લગભગ બપોર પહેલાં દક્ષિણેશ્વર પહોંચીએ છીએ. દક્ષિણેશ્વરમાં પ્રવેશ કરતાં જ મારો જીવ ગભરાવા લાગ્યો. કોઈ અકળ અનુભૂતિએ મને ખેંચી લીધો. મારી આંખ બધે ફરતી રહી. એ પુકુર, એ વૃક્ષો, એ જમીન જોઈને મને થયું કે હું અહીં આવી ગયો છું. બધું જ મને પરિચિત કેમ લાગે છે? અંદર જેમ જેમ આગળ વધતો ગયો તેમ એ અનુભૂતિ અતિ તીવ્ર બની ગઈ. હું મોટા અવાજે રડવા લાગ્યો. હરીન્દ્ર અને સુરેશ ગભરાઈ ગયા. હરીન્દ્ર કહે: "શું થયું? શું થયું?" હું જોરથી બરાડો પાડીને હરીન્દ્રને કહું છું: "હરીન્દ્ર, મને કૃષ્ણનો ટેલિફોન નંબર આપો. જલદી આપો. હું અહીં આવી ગયો છું, અહીં હું રહ્યો છું." મારી આવી લવારી સાંભળીને હરીન્દ્ર મારી વાંહે હાથ ફેરવતાં આશ્વાસન આપે છે: "જરૂર તને હું કૃષ્ણનો ટેલિફોન નંબર આપીશ." હું થોડોક સ્વસ્થ થયો. રામકૃષ્ણના ઓરડામાં ગયા કે તરત મેં એવી શાંતિનો અનુભવ કર્યો જેનું વર્ણન શબ્દોની તાકાત નથી કે કરી શકે. મને લાગ્યું કે આ ધરતી મને ખેંચી રહી છે. આખું દક્ષિણેશ્વર ફર્યા પછી ઘેર પાછા જવા માટે પાર્ક કરેલી ગાડીમાં બેઠા અને બહાર નીકળ્યા કે તરત એ અનૂભૂતિ ચાલી ગઈ. હું નોર્મલ થઈ ગયો. સુરેશ, શિવકુમાર, જગદીશ બધા પૂછવા લાગ્યા : "દક્ષિણેશ્વરમાં તને શું થઈ ગયું હતું?" હું ચૂપ રહ્યો. બસ એ દિવસથી હરીન્દ્ર જીવ્યા ત્યાં સુધી જન્માષ્ટમીના દિવસે એમનો ફોન અચૂક આવે : "અનિલ, કૃષ્ણનો ટેલિફોન તને મળ્યો? મને હજી નથી મળ્યો."

હું જવાબ આપું : "હું ક્યારનો ફોન લગાડું છું પણ સતત એન્ગેજ આવે છે." મારી આ અનૂભૂતિ મેં મકરન્દને કહી હતી તો મકરન્દે ગંભીર થઈને કોઈ જુદા લોકમાં ખોવાઈ ગયા હોય એમ કહ્યું : "એટલે તો હું ક્યારેય કલકત્તા જતો નથી. નિમંત્રણ આવે તો વિનયપૂર્વક ના પાડી દઉં છું." ભાઈ પણ કલકત્તા ક્યારેય ગયા નથી. ભાઈને પૂછ્યું તો કંઈ બોલ્યા નહિ. ફક્ત એટલું જ કહ્યું; "કોઈવાર પૂર્વજન્મની સ્મૃતિની થોડીક ક્ષણો પૂરતી ઝલક દેખાઈને અલોપ થઈ જતી હોય છે. ઇન્ફિનિટી..." હું સમજી ગયો. એ પછી તો હરીન્દ્ર અને સુરેશ દલાલ વારંવાર ગોંડલ ભાઈ પાસે જવા લાગ્યા એ જાણીતી વાત છે. ભાઈએ આ બધી વાતો લખવાની મનાઈ કરી હતી એટલે હું ભાઈના જીવતે જીવત લખી શક્યો નહોતો તે આજે લખી રહ્યો છું. મને હજી કૃષ્ણનો ટેલિફોન નંબર મળ્યો નથી. મારી ટેલિફોન ડાયરીમાં Kનું પાનું હજી ખાલી છે." ફરી પાછો હું કલકત્તાની રિયાલિટીમાં આવી ગયો. એ દિવસે યોગિની બહેનના ઘેર હરીન્દ્ર, સુરેશ સાથે કવિતાપાઠ માટે જવાનું હતું. અમે ગયા. કવિતાપાઠ પછી જબરદસ્ત લંચ રાખ્યું હતું. હું ને જગદીશ નશામાં હતા. સુરેશે કવિતાની ડાયરી લઈ લીધી, કવિતાઓ વાંચવાની હતી. હું બિલકુલ ટ્રાન્સમાં હતો. સ્મૃતિ-વિસ્મૃતિની આ ભુલભુલામણી અને સંતાકૂકડીનો ખેલ હું જોયા કરું છું. **[ક્રમશઃ]**

રૂમમાં દસેક જણ હશે. કોઈ ખાસ વાત ચાલતી નહોતી. ચર્ચા બંધ થઈ હતી ને હવે ખાલી બોલવા ખાતર કેટલાક બોલતા હતા ને પાછા શાંત પડતા હતા. એમાં એક જણની પાસે ટ્રાન્ઝિસ્ટર હતો. એણે એ વચ્ચે મૂક્યો. કળ દબાવી અને રૂમમાં સંગીત ભરાઈ ગયું.

એક જણે કહ્યુંઃ 'રૂમમાં સંગીત હતું જ, પણ એ ઝીલવાનું યંત્ર ચાલુ નહોતું એટલે સંભળાતું નહોતું.' બીજાઓને એ ખાલી ડહાપણ લાગ્યું હશે, કારણ કે કોઈ બોલ્યું નહિ ને સંગીત ચાલુ રહ્યું.

પણ ડહાપણ સાચું હતું.
રૂમમાં સંગીત હતું.
દુનિયામાં સંગીત છે,
પણ એ ઝીલવાનું યંત્ર નથી.
એટલે સંભળાતું નથી,
ને જીવન નીરસ લાગે છે.

**- ફાધર વાલેસ, 'સેવાધર્મ'માંથી સાભાર**

# હવે તો તને અડી શકું ને... કે નહીં?

☐ ડૉ. દ્વિતીયા શુક્લ

**સૂર્યાસ્ત**નો સમય છે, આકાશમાં કેસરી અને રાખોડી રંગની રંગોળી જામી છે. બે ભિન્ન રંગો એકબીજામાં ઓતપ્રોત થઈને કેવી સુંદર આભા સર્જે છે! માણસો પણ આ રંગો જેવા જ છે, તદ્દન અલગ પ્રકૃતિના બે જણ કેવા એકબીજામાં ઓતપ્રોત થઈ જતાં હોય છે.

૬૦ વર્ષ વટાવી ચૂકેલ નીરવ, પોતાના ચૌદમા માળે આવેલ પેન્ટહાઉસના ટેરેસ ગાર્ડનમાં એ જ જૂની આરામખુરશીમાં પગ લંબાવીને બેઠો છે. જીવનની આંટીઘૂંટી વાગોળતા સૂર્યાસ્તની મજા લેતો હોય છે. થોડી વાર પછી એની નજર સામે પાળી પર પડેલાં ફૂલોના કૂંડા પર પડી, ''આજે આ સફેદ ગુલાબ આખું ખીલી ગયું! હજી કાલે તો કળી હતી એટલે એને એમ કે આખું ખીલતાં ૨-૩ દિવસ લાગશે પણ આ તો આજે જ આખું ખીલી ઊઠ્યું,'' જોઈને એનું મન પ્રફુલ્લિત થઈ ગયું. નીરવને સફેદ ગુલાબ ખૂબ પ્રિય. ધંધા અર્થે દેશ-વિદેશમાં ઘણાં વર્ષો રહ્યો, અને ઘણાં ફૂલો જોયાં પણ આ સફેદ ગુલાબનું આકર્ષણ બીજાં કોઈ ફૂલ ઓછું ના કરી શક્યાં. લોકોને સામાન્ય રીતે લાલ ગુલાબ આકર્ષિત કરે, પણ નીરવને તો ફક્ત ને ફક્ત સફેદ જ ગમે. થોડી ક્ષણો

માટે તો એ એને જોતો જ રહ્યો અને પછી ફરી ભૂતકાળની યાદોમાં ખોવાઈ ગયો. કોલેજ પૂરી કરીને તરત જ જે નોકરી જ્યાં મળી ત્યાં જોડાઈ ગયો. લગ્ન થયાં, દીકરો જન્મ્યો, પછી એનું ભણતર અને એના જીવનની ગોઠવણો... ક્યાં સાઈઠે પહોંચી ગયો ખબર જ ના પડી. સમજુ પત્ની પાયલ મળી એટલે જિંદગીના ઉતાર-ચડાવ બહુ ભારે મુસીબતો વગર પાર પડી ગયા.

હમણાં ૩-૪ મહિના પહેલાં અમેરિકાથી પાછાં આવ્યાં. બે વર્ષ દીકરા-વહુ જોડે આનંદથી રહ્યાં. વહુની સુવાવડ હતી એટલે દીકરાએ આગ્રહ કરીને બોલાવ્યાં હતાં. પત્ની પાયલ તો ગમે ત્યાં સેટ થઈ જાય પણ નીરવને એમ કે દીકરા-વહુને સ્વતંત્ર જીવવા દઈએ, જરૂર પડે તો આપણે જવાનું, પણ પછી આપણે આપણા માળામાં અને એ લોકો એમના માળામાં.

એમ તો અમેરિકામાં મોકળાશના સમયમાં નીરવે કિચન ગાર્ડનિંગ પર પણ હાથ અજમાવ્યો હતો. આપણે ત્યાં થતી લીલી હળદર, તુવેર, ચોળી, રીંગણ, મરચાં અને એવું ઘણું બધું. ક્યારે કયા છોડને તડકામાં રાખવાનાં, ક્યારે પાણી નહીં આપવાનું, કેટલા સમયે કૂંડાની બધી માટી ખોદીને ગોદ આપવાની... નીરવ એમાં માહિર. જરૂર પડે ઇન્ટરનેટ પરથી આબોહવા અને કૃષિવિજ્ઞાનની મદદ પણ લઈ લે. નવી વસ્તુ શીખવા માટે એ હંમેશ તૈયાર. એટલે જ તો એના મોટાભાગના પ્રયોગો સફળ રહ્યા હતા. પાયલ એની વહુ, ખુશાલીને કટાક્ષમાં કહેતી, ''ભલે ધંધો આખી જિંદગી કોમ્પ્યુટર અને ટેક્નોલોજીનો કર્યો, પરંતુ લોહીમાં તો ખેતીવાડી જ છે'' પણ ખુશાલી હંમેશાં આ બાબતે નીરવને પ્રોત્સાહિત કરતી અને કહેતી, ''પપ્પા, આ બધા છોડવાની સંભાળ હું મારા આ નવા જન્મેલા બાળકની જેમ જ રાખીશ. અને તમે ફરી પાછા આવશો ત્યારે પણ એ આવા જ તરોતાજા મળશે.'' અમેરિકામાં જન્મેલી અને ઉછરેલી ખુશાલી આવી બધી લાગણીઓ કઈ રીતે સમજી જાય છે, એની નીરવ અને પાયલને વિમાસણ થતી.

આજે પાયલ અંદર કિચનમાં રસોઈવાળાં બેન સાથે વ્યસ્ત છે. બપોરે જ રસોઈ-શોમાં એક નવી ફ્લેવરના આઇસક્રીમની રેસીપી જોઈ હતી, એટલે એ ટ્રાય કરે છે. આમ તો પોતાને ડાયાબિટીસ છે, એટલે પોતાનાથી તો ખવાશે નહીં પણ નીરવને રાતે જમ્યા પછી કાંઈક ગળ્યું ખાવું ગમે એટલે. કંઈ ના મળે તો એને ગોળ પણ ચાલે, પણ જોઈએ ખરું. પાછો જમતી વખતે બોલે પણ, ''અમે તો ધરતીપુત્રો, ગોળ ને રોટલાંથી જ તો અમારું શરીર ચાલે.'' એટલે પાયલ રોજ નવી નવી સ્વીટ ડિશની રેસિપી જુએ અને ટ્રાય કરે. ક્યારેક ધાર્યા જેવું પરિણામ ના મળે,

પણ મોટાભાગે તો સારું જ બને.

પાયલના મોબાઈલની રિંગ વાગી. જોયું તો ઈશાન્વી હતી. ખબર-અંતર પૂછીને ફોન મૂક્યો. પાયલ જઈ ઘરનો દરવાજો ખોલી આવી એટલે ઈશાન્વી ડોરબેલ વગાડ્યા વગર જ અંદર આવી શકે અને નીરવને સરપ્રાઈઝ કરી શકે.

આ ઈશાન્વી એટલે... ડો. ઈશાન્વી ત્રિવેદી. સરકારી મેડિકલ કોલેજના પ્રોફેસર અને નીરવના સ્કૂલકાળની ખાસ મિત્ર. સાઈઠે પહોંચેલી ઈશાન્વીનો રંગ બહુ ગોરો નહીં પણ ચહેરાનો નાક-નકશો એકદમ સુદઢ. લાંબી ડોક, મોટી આંખો, ભરાવદાર વાળ અને ઊંચું કદ. યુવાન વિદ્યાર્થીઓની સાથે કામ કરતાં હોવાની અસર ચોક્કસ દેખાય. એકદમ અપટુડેટ. દેખાવ ઉંમર કરતાં દસ વર્ષ નાનો લાગે. અને બ્યુટી ટીપ્સ તો આજકાલની છોકરીઓને પણ ના ખબર હોય એવી આપે. પૈસાના ઇન્વેસ્ટમેન્ટની વાત હોય કે નવી કારની, કુટુંબમાં કોઈ મહત્ત્વનો નિર્ણય લેવાનો હોય કે સંતાનોની નોકરીમાં મૂંઝવણ હોય... હંમેશાં બે સમાન પૈડાંની જેમ પતિ ધૈર્ય સાથે જીવનનું ગાડું બરોબર ચલાવ્યું. આકર્ષક વ્યક્તિત્વની માલિક

અને કોઈની પણ સાથે કોઈપણ મુદ્દા પર ચર્ચા કરવાની આવડત, પણ નીરવ એમાં અપવાદ.

દરવાજો ખુલ્લો હતો એટલે ઈશાન્વી ડોરબેલ વગાડ્યા વગર જ ઘરમાં આવી. શૂ-રેક પરના ફ્લાવરવાઝમાં રજનીગંધાનાં તાજાં ફૂલ સજાવેલાં હતાં. પોતાના પ્રિય ફૂલની માદક સુગંધથી ઈશાન્વીનું મન મહેકી ઊઠ્યું. પાયલને કિચનમાં હાથ ઊંચો કરી હાય કરી, બિલ્લી પગે નીરવને સરપ્રાઈઝ કરવા ટેરેસ તરફ વળી. નીરવ પોતાની આરામખુરશીમાં આકાશ તરફ મોં કરીને બેઠો હતો. ઈશાન્વીને જોયા વગર જ એ કંઈ બોલે એ પહેલાં જ નીરવ બોલ્યો, ''આવી ગઈ મારી RRG!''

સ્કૂલ પતી ગયાનાં વર્ષો પછી નીરવ જ્યારે પહેલીવાર ઈશાન્વીને મળ્યો હતો, ત્યારે એને કીધું હતું કે, ''તું ભલે ડોક્ટર હોય કે બે છોકરાની મા. મારા માટે તો તું હંમેશાં Red Ribbon Girl -RRG જ રહીશ.'' અને એ એને કાયમ એ જ નામથી બોલાવતો.

''ચાર વર્ષ પછી આપણે મળ્યાં, અને હું આજે તને જાણ કર્યા વિના સરપ્રાઈઝ આપવા માગતી હતી, તો પણ તને ખબર પડી ગઈ? ખાલી ખાલી ખબર ના પડ્યાનો ડોળ તો કરી શકેને?'' ઈશાન્વીએ મીઠો ગુસ્સો કર્યો.

નીરવ કાંઈ ના બોલ્યો. આજે પણ એને તો એ પચાસ વર્ષ પહેલાંની RRG બોલતી હોય એવું જ લાગ્યું. એ આછું હસ્યો. એટલામાં પાયલ પાણીના ગ્લાસની ટ્રે લઈને આવી.

''ધૈર્ય અંદર ના આવ્યા?'' પાયલે પૂછ્યું.

''આ ડોક્ટરો તો ક્યારેય રિટાયર્ડ ના થાય. સરકારી તો ય રિટાયર્ડ થાય, પણ પ્રાઇવેટવાળા તો આજન્મ જ પ્રેક્ટિસ કરે. અહીં નજીકની જ હોસ્પિટલમાં CME છે. લેક્ચર પતાવીને મને લેવા આવશે.'' ઈશાન્વીએ જવાબ આપ્યો.

''તો તમે બન્ને જમીને જ જજો.'' પાયલે આગ્રહ કર્યો.

''એ મેળ નહીં પડે, પણ તમારા હાથે બનાવેલો નવી ફ્લેવરનો આઇસક્રીમ ચોક્કસ ખાઈશ.''

હસીને સારું કહી પાયલ કિચનમાં ગઈ.

નીરવ પોતાનાં જીવનની બે મહત્ત્વની વ્યક્તિઓને આમ સહજ રીતે સંવાદ કરતાં બે ઘડી જોઈ જ રહ્યો.

''તું જરાય બદલાઈ નથી નહીં?''

''તું જાણે બહુ બદલાઈ ગયો હોય...''

''એક પ્રશ્ન પૂછું?''

જ્યારે પ્રશ્નનો જવાબ એ પૂછનારને પહેલેથી ખબર જ હોય તો એ પૂછવાની મજા કંઈ ઓર જ હોય છે, અને ઈશાન્વી આવો એક પણ મોકો છોડે એમાંની નથી. અને સામે નીરવ હોય તો તો જરાય નહીં. નીરવ જોડે એ એની સાત વર્ષની પૌત્રી સૌમ્યા કરતાં પણ વધુ નાની બાળકી બની જતી.

''એક પ્રશ્ન પૂછું?''

''હું ના પાડીશ તો નહીં પૂછે?''

''પૂછીશ તો ખરી જ. પણ આ તો તને થોડું સારું લાગે એટલે કહીને પૂછું.''

''હમ્મ.''

''તને કેવી રીતે ખબર પડી કે હું આવવાની છું આજે?''

''જવાબ ખબર છે તો પૂછે છે કેમ?''

''એવી જ છું હું.''

''એવી કેમ છે તું?''

''પહેલા મારા પ્રશ્નનો જવાબ.''

હંમેશની જેમ નીરવે જવાબ આપ્યો, ''રે'વાદે, તને નહીં સમજાય.''

આ સાંભળીને ઈશાન્વીએ પોતાનું આગવું સ્મિત વેર્યું.

થોડી વાર બન્ને મૌન બેસી આકાશમાં પથરાયેલી રંગોળી નિહાળી રહ્યાં.

* * *

સાતમા ધોરણના ક્લાસનો છેલ્લો દિવસ હતો. આવતીકાલથી વેકેશન, અને પછી આઠમામાં તો બધા વિદ્યાર્થીઓના ક્લાસ બદલાઈ જવાના હતા.

નીરવના મિત્રો એને ધક્કા મારતા હતા, કે ''જા, હવે તો ઈશાન્વીને તારી લાગણી જણાવ. હવે પૂરતો સમય થઈ ગયો છે. બીજા ધોરણથી તને એ ગમે છે અને પાંચ વર્ષ પછી પણ એ તને એટલી જ ગમે છે. આજે પણ એની એક ઝલક માટે તું તરસે છે.''

નીરવે કંઈ જ જવાબ ના આપ્યો. કારણ એના મનમાં તો આ વાતથી પણ મોટું કંઈ બીજું જ ઘમસાણ યુદ્ધ ચાલતું હતું.

કૌટુંબિક ખલેલથી એ એટલો બધો ત્રસ્ત હતો કે એણે એના કબાટ પર લખી દીધું હતું કે My future will be dark. અને આગલી રાતે એ શબ્દો નીરવના પપ્પાએ જોઈ લીધા. દીકરાને સાંત્વના મળવાને બદલે ઢોર માર મળ્યો. નીરવ જાણે શૂન્યમનસ્ક થઈ ગયો. બહુ નાની ઉંમરે એને જીવનમાંથી જ મોહ ઊડી ગયો. પોતાના કરતાં દસ વર્ષ મોટા છોકરા વિચારે એમ એ વિચારવા લાગ્યો. લાગણીઓની તો જાણે કંઈ વિસાત જ નથી એવું એને લાગવા લાગ્યું. એ સમયે એના એવા કોઈ મિત્ર પણ નહોતા કે જેની સાથે એ આવી બધી ચર્ચા કરી શકે. આખી રાત મનમાં ને મનમાં એ મૂંઝવણ ચાલ્યા કરી, અને સવારે એણે એ નિર્ણય લીધો કે હવે એ પોતાની લાગણી કોઈની પણ સામે પ્રગટ નહીં કરે. એને જાણે દુનિયાથી અને દુનિયાના લોકો પરથી વિશ્વાસ જ ઊઠી ગયો. એ દિવસ પછી વર્ષો સુધી નીરવ અને એના પપ્પા વચ્ચે મોઢામોઢ વાતચીત થઈ નહીં.

સ્કૂલમાં તો બધા આ બધી વાતોથી સાવ જ અજાણ હતા. બધા તો વેકેશનના જ ઉત્સાહમાં હતા. એટલે નીરવે શાંત રહેવાનું જ નક્કી રાખ્યું. ઈશાન્વીનું ધ્યાન તો ત્યારે ભણવા પર એવું હતું કે આવી લાગણીઓનો તો વિચાર સુધ્ધાં ના આવ્યો મનમાં. વેકેશન પૂરું થયું, ક્લાસ બદલાઈ

ગયા અને નીરવ ઈશાન્વીથી એવો દૂર જતો રહ્યો કે કોઈને કંઈ ખબર જ ના પડી. નીરવે ઈશાન્વીની યાદોને પોતાના હૃદયના છેક અંદરના એક ખૂણામાં અકબંધ સાચવીને મૂકી દીધી.

અને જીવનની કહેવાતી સફળતા અને પ્રગતિની રેસમાં દોડવા મંડી પડ્યો.

એક- બે... પાંચ-દસ... પંદર-વીસ. વીસ વીસ વર્ષો વીતી ગયાં. નીરવે તો ઈશાન્વીને આપેલા એ દિલના ઓરડાને જાણે તાળું જ મારી દીધું હતું અને એ દિશામાં ક્યારેય કોઈ વિચાર સુધ્ધાં કર્યો નહોતો. પરંતુ હમણાં એક સ્કૂલના મિત્ર મારફતે ખબર પડી કે ઈશાન્વી તો ડોક્ટર બની ગઈ છે. નીરવ તો ધંધા અર્થે દેશની બહાર હતો અને સ્વભાવ મુજબ કોઈપણ પ્રકારનાં સોશિયલ મીડિયા પર એક્ટિવ પણ ન હતો. પણ ઈશાન્વીનું નામ આવતાં એની આંખ ચમકી. મિત્ર પાસેથી એનો નંબર લીધો અને થોડા દિવસોનાં મનોમંથન પછી ઈશાન્વીને મેસેજ કર્યો.

વર્ષો પછી સ્કૂલના સાથીદારનો મેસેજ જોઈને ઈશાન્વી તો આનંદિત થઈ ગઈ. જિંદગીનાં વીતેલાં વર્ષોએ એને પણ ખૂબ ઘડી હતી. એ દુનિયાદારી સારી એવી રીતે જોતાં અને સમજતાં શીખી હતી. છતાં એનાં મનનાં કોઈક ખૂણે એક ૧૨-૧૩ વર્ષની નિર્દોષ ઈશાન્વી જીવતી હતી. નીરવના મેસેજ પછી એ બન્નેનો સંવાદ ચાલ્યો અને ત્યારે જે આછું એવું સમજાયેલું એ સાવ સ્પષ્ટ થઈ ગયું. એણે પાછા પગલે જઈને એ ઘટનાઓ અને દૃશ્યો વારંવાર તપાસી જોયાં તો ખ્યાલ આવ્યો કે નીરવના મેસેજમાં ફક્ત દોસ્તીનો જ લંબાયેલો હાથ ન હતો કે એવી કોઈ તીવ્ર વાસનામય અપેક્ષા નહોતી છતાં એવું કશુંક હતું કે જે આટલાં વર્ષે પણ જીવંત હતું. એ દિવસોમાં જ એ ખુલાસો થઈ ગયો હોત તો જિંદગીનો પ્રવાહ કંઈક જુદો જ હોત. હવે એવી કોઈ કબૂલાત કે માગણી કે એવું કશું હોવાની કોઈ શક્યતા નહોતી છતાં એક નાનો સરખો અધિકાર તો હતો જ.

* * *

સૂર્યાસ્તની અંતિમ ક્ષણોમાં બંને શૂન્યમનસ્ક બની ગયાં.

''તું તો કંઈ બોલીશ નહીં... હું જ બોલું?'' ઈશાન્વીથી બહુ શાંતિ સહન ના થઈ.

''હા. હંમેશ મુજબ.

બોલો. હું સાંભળું જ છું.''

''એક બીજો પ્રશ્ન.'' કટાક્ષમાં હસતાં એ બોલી.

''ફરમાવો. તમને ક્યારેય ના પાડી છે?''

''હવે તો હું તને અડી શકું ને... કે નહીં?''

નીરવે ધીમે ધીમે ડૂબતા જતા સૂર્ય તરફ સંતોષથી જોયું અને ઘડીભર પોતાની અંદર ઉમેરતો હોય એ રીતે બે-ચાર ક્ષણો માટે આંખો મીંચી ગયો.

❑❑❑

# ગમી ગયેલી વાર્તા

☐ શરીફા વીજળીવાળા

## શહરઝાદ કી મૌત

**આ**પણા સૌ માટે 'અલીફ-લૈલા'ની ૧૦૦૧ વાર્તાઓની વાત જરાય અજાણી નથી. દરરોજ સુલતાન એક કન્યા સાથે લગ્ન કરીને સવારે એનો શિરચ્છેદ કરતો. ત્રણ વર્ષ સુધી ચાલેલા આ જુલમમાંથી બધાને બચાવવા વજીરપુત્રી શહરઝાદ આગળ આવે છે. શહરઝાદ બાદશાહને એક પછી એક એવી અનોખી, તિલસ્મી, ભરપૂર વાર્તારસવાળી વાર્તાઓ સંભળાવે છે કે બાદશાહ રાત પડવાની રાહ જોવા સિવાયનું બધું ભૂલી જાય છે. 'પછી શું થયું?'ની ઉત્કંઠા શહરઝાદને જિંદગી બક્ષે છે. ને એમ ૧૦૦૧ વાર્તાઓ

કહેવાય છે. ૧૦૦૧ રાતો પસાર થઈ જાય છે. બાદશાહ બદલાઈ ચૂક્યા છે. એ શહરઝાદ સાથે પરણે છે. કેટલી બધી છોકરીઓની જિંદગી બચી જાય છે! અહીં સુધીની વાત તો આપણે સૌ જાણીએ છીએ. પણ ઇંતિઝાર હુસૈન જેવા વાર્તાકારને રસ છે પેલી વાર્તાકથક શહરઝાદનું શું થયું તેમાં... જેના માટે વાર્તા કહેવી એ જ સર્વસ્વ હતું. વાર્તારસમાં ડૂબી જઈને જે પોતાનાં પાત્રો સાથે જંગલ, પહાડ, સમુદ્ર ફરી વળી હોય એ શહરઝાદ જો બધી વાર્તાઓ ભૂલી જાય, એને વાર્તા કહેતાં જ ન આવડે તો એ તો જીવતેજીવ મરી જ જાયને? વાર્તાકથનની નષ્ટ થતી જતી પરંપરા - Loss of oral narrative tradition તરફ લેખક શહરઝાદની પીડા દ્વારા આંગળી મૂકી આવતા હોય એવું લાગે છે. વાર્તામાં 'शहरजाद की मौत.'

શહરઝાદે એક હજારને એક રાતોમાં એયને લહેરથી હજાર ઉપર વાર્તાઓ સંભળાવી અને ત્રણ દીકરાને જન્મ પણ આપ્યો. આ વાર્તા કહેવાવાળી શહરઝાદને એની આ વાર્તાઓના બદલામાં જીવનદાન અપાવ્યું અને એના કારણે એ રાજ્યની જાણે કેટલીયે કુંવારી છોકરીઓને પણ જીવતદાન મળ્યું. બાદશાહ શહરયારનો જાણે કાયાકલ્પ થઈ ગયો. બાદશાહને ઓરતજાત તરફ જે નફરત હતી તે ધોવાઈ ગઈ. બાદશાહના આ રીતે સુધરી જવાથી આખા રાજ્યમાં જલસો કરવામાં આવ્યો. આખા શહેરને શણગારવામાં આવ્યું, પ્રજા તો ખુશીની મારી ગાંડીઘેલી થઈ ગઈ. પણ આ બધા વચ્ચે વાર્તા કહેનારી શહરઝાદની હાલત દયનીય હતી. એને આ રાત અને દિવસ કઈ રીતે ઊલટસૂલટ થઈ ગયાં એ સમજાતું નહોતું. મોતના ઓથાર હેઠળ એ જ્યારે વાર્તા સંભળાવતી હતી એ રાતો એના પર એવી તો છવાઈ ગઈ હતી કે શહરઝાદ એમાંથી બહાર જ નો'તી આવી શકતી. હવે જ્યારે એને ભરોસો બેસી ગયો કે મોતના ઓથાર તળે ઘેરાયેલી પેલી ભયાવહ રાતો હવે ખરેખર જ વીતી ચૂકી છે ત્યારે એને અચરજે ઘેરી લીધીઃ એને અચરજ થતું કે એમ! આટલી બધી રાતોનું જાગરણ કરીને મેં આટલી બધી વાર્તાઓ સંભળાવી હતી! બાદશાહને જકડી રાખતી આટલી બધી વાર્તાઓ મને સૂઝી ક્યાંથી? એકવાર એનાથી રહેવાયું નહીં એટલે એણે એની બહેન દુનિયાઝાદને પૂછ્યું, 'એ મારી બહેન! મારી અક્કલ કામ નથી કરતી. ખરેખર મેં એક હજારને એક રાત વાર્તાઓ કહી! એવું થયું કઈ રીતે?'

દુનિયાઝાદે જવાબ આપ્યોઃ 'અરે મારી હજાર વાર્તા કહેનારી બહેન! હું તો પોતે જ અચરજમાં ડૂબેલી છું. મને તો ખબર જ નો'તી કે મારી બહેનની

યાદશક્તિમાં વાર્તાઓનો આટલો મોટો ખજાનો છુપાયેલો હતો. મારી બેના, એમ તો એ બધી આતંકની રાતો હતી. રોજ રાતે હૈયું ફફડતું કે સવારે શું થશે?' આસપાસ મોત મંડરાતું. પણ વહાલી બહેના, એ કાળી ભયાનક રાતો તારી કહેલી વાર્તાઓને કારણે ઝગમગી ઊઠી. બાદશાહ તો બસ સ્તબ્ધ થઈ સાંભળ્યા જ કરતા.'

શહરઝાદ કહે છેઃ 'મને તો વાર્તા કહેવા સિવાય બીજું કશું યાદ જ નો'તું.'

દુનિયાઝાદ કહે છેઃ 'બેના, તારી વાર્તાઓએ તો બાદશાહની કાયાપલટ કરી દીધી. ક્યાં પેલાનો રોજ એક સ્ત્રીનું માથું કાપી નખાવનારો બાદશાહ ને ક્યાં આજનો તારા પગ ધોઈને પીતો બાદશાહ...'

પછી તો બેઉ બહેનો એ રાતોનાં આતંક, દુઃખદર્દને યાદ કરીને હૈયાફાટ રોઈ, મન હળવાં થયાં બેઉનાં. હવે તો શહેરનો જલસો પૂરો થઈ ગયો હતો. રાજ્યકારભાર નિયમાનુસાર શરૂ થઈ ગયો હતો. એક હજારને એક રાત હવે તો ભૂતકાળની વાત બની ચૂકી હતી. હવે તો શહરઝાદ બાદશાહની માનીતી બેગમ અને ત્રણ શહઝાદાની મા તરીકે આખા મહેલ પર રાજ કરતી હતી. દુનિયાઝાદે લગનનો વિચાર છોડીને બહેન સાથે જ રહેવાનું નક્કી કર્યું હતું.

હવે શહરઝાદના દીકરા મોટા થયા. વહુઓ ઘરમાં આવી. એમના ઘરે ફૂલ જેવી દીકરીઓ જન્મી. દુનિયાઝાદે જોયું કે છોકરીઓને રમવા કરતાં વાર્તાઓ સાંભળવી વધારે ગમે છે. એણે દીકરીઓને કહ્યું, 'બેટા, તમારી દાદીનો વાર્તા સંભળાવવાની બાબતે દુનિયામાં જોટો જડે એમ નથી.' એટલે ત્રણેય દીકરીઓએ શહરઝાદને વાર્તા સંભળાવવા માટે જીદ પકડી. શહરઝાદ મૂંઝવણમાં પડી ગઈ. મલેકા બનીને એ તો ભૂલી જ ગઈ હતી કે કોઈ જમાનામાં એ વાર્તાઓ સંભળાવતી હતી. દુનિયાઝાદ એને ટોકે પણ છેઃ 'બહેન આવું તો ન ચાલે. દીકરીઓ દાદીની કૃપાથી વંચિત કેમ રહે?' શહરઝાદે કહ્યું 'અત્યારે તો દિવસ છે. હું તમને રાત્રે વાર્તા સંભળાવીશ.' ત્રણેય દીકરીઓ રાત પડતાંની સાથે દાદીને વીંટળાઈ વળી. દુનિયાઝાદ પણ પાસે આવીને બેઠી. પણ એક કૌતુક થયું. શહરઝાદે બહુ યાદ કર્યું, બહુ વિચાર્યું, પણ એને કોઈ વાર્તા યાદ જ ન આવી. કંટાળીને એણે દુનિયાઝાદને કહ્યું, 'દુનિયાઝાદ, મને લાગે છે કે મારી યાદશક્તિ ખતમ થઈ ગઈ છે. હું શું વાર્તા સંભળાવું ધૂળ ને રાખ? મને તો કોઈ વાર્તા યાદ જ નથી આવતી...'

'અરે બહેન, તે પહેલી રાતે જે સંભળાવી હતી એ જ સંભળાવી દેને! સોદાગર અને જીનની વાર્તા...'

'સોદાગર અને જીનની વાર્તા? મને તો કંઈ યાદ નથી આવતું.'

'એ લે કર વાત! તું તારી કહેલી વાર્તા જ ભૂલી ગઈ! જો ને પેલા સોદાગરે ખજૂરની પેશી ખાધી ને ઠળિયો થૂંક્યો...' દુનિયાઝાદ વાર્તા કહેવા લાગી ને શહરઝાદ ધ્યાનથી સાંભળવા લાગી. પછી એણે કહ્યું, 'મને તો, આમાંનું કશું યાદ નથી. તને યાદ હોય એવું લાગે છે. તું જ કહી દે ને!'

દુનિયાઝાદે કહ્યું, 'મને તારી જેમ મલાવી મલાવીને વાર્તા કહેતા થોડી જ આવડે? હું તો તારી કહેલી વાર્તાને મારી તૂટી ફૂટી શૈલીમાં સંભળાવું છું. આજે હું આ વાર્તા સંભળાવી દઉં છું પણ કાલે આની પછીની વાર્તા તારી બેજોડ શૈલીમાં તારે સંભળાવવી પડશે...'

શહરઝાદે વાત માની લીધી. એટલે દુનિયાઝાદે છોકરીઓને સોદાગર અને જીનની વાર્તા મલાવી મલાવીને કીધી.

વાર્તા સાંભળીને શહરઝાદના સ્મૃતિજગતમાં ખળભળાટ મચી ગયો. એને કેટલીયે વાર્તાઓ યાદ આવી પણ ટુકડે ટુકડે. આખી એકેય નહીં. બીજી રાતે એ પૂરા આત્મવિશ્વાસ સાથે વાર્તા કહેવા બેઠી. પણ એને માત્ર એટલું જ યાદ આવ્યું કે બીજી રાતે એણે માછીમાર અને જીનની વાર્તા સંભળાવી હતી. એનાથી વધારે કશું જ યાદ નો'તું આવતું. એને યાદ અપાવતાં અપાવતાં દુનિયાઝાદે બીજા દિવસની વાર્તા પણ કહી સંભળાવી... શહરઝાદે વાર્તા એવી રીતે સાંભળી જાણે પોતે માત્ર વાર્તા સાંભળવાવાળી જ હોય.

બસ, પછી તો રોજ શહરઝાદ એક જમાનામાં પોતે કહી ચૂકેલી એ જ વાર્તા યાદ કરવાની ભરસક કોશિશ કરતી પણ એને કંઈ યાદ ન આવતું. એટલે પછી દુનિયાઝાદ વાર્તા કહેવાની શરૂ કરી દેતી. આમને આમ દુનિયાઝાદે આખી 'અલીફ-લૈલા' સંભળાવી દીધી.

શહરઝાદે એકદમ રસથી, વાર્તાઓમાં ખોવાઈ જઈને બધી વાર્તાઓ સાંભળી. હવે એ અચરજમાં ડૂબી ગઈઃ 'અરે! આ બધી વાર્તાઓ મેં સંભળાવી હતી! હવે એ બધી રાત જાદુની જેમ એના અસ્તિત્વ પર છવાતી ગઈ. એને સમજાયું કે ખરેખર તો મોતના ઓથાર તળે વાર્તા કહેલી હોવા છતાં એ જ રાતો દરમિયાન પોતે જિંદગીને સાચા અર્થમાં જીવી હતી. વાર્તાઓનો જાદુ એવો હતો કે રોજ મોત પણ ડરીને બે ડગલાં પાછું હઠી જતું. શહરઝાદ ખાસ્સીવાર સુધી એ વાર્તાઓથી આબાદ થયેલી રાતોના જાદુ વિશે વિચારતી રહી. પછી એને અત્યારની રાતોનો ખ્યાલ આવ્યો. એને લાગ્યું કે હવે મારી રાતો વેરાન છે, કાળી છે અને લાંબી છે. મારી રાતો હવે વાંઝણી થઈ ચૂકી છે. એણે લાંબો

નિસાસો નાખ્યો અને ઉદાસ થઈ ગઈ.

બાદશાહ જ્યારે મહેલમાં આવ્યા ત્યારે એમણે જોયું કે શહરઝાદ એકદમ ચૂપ છે, ઉદાસ છે. થોડા દિવસો આવું જ ચાલ્યું ને શહરઝાદની તબિયત બગડતી ચાલી ત્યારે બાદશાહે પૂછી જ લીધું, 'શહરઝાદ, શું વાત છે? ન તો તું પહેલાં જેવી ખુશમિજાજ રહી છે, ન હસવું, ન બોલવું... બસ એકદમ જ ઉદાસ રહે છે. કેમ ભઈ? શું થયું છે તને?'

શહરઝાદ રડી હતી, 'તમે કઈ શહરઝાદની ખબર પૂછો છો? જે શહરઝાદ ખુશમિજાજ હતી, બોલતી, વાર્તા સંભળાવતી અહીં આવી હતી એ તો મરી ગઈ ક્યારનીય...'

બાદશાહ ગૂંચવાયા. મૂંઝાઈને બોલ્યાઃ 'તારા મનમાં કંઈ દુઃખ હોય, હૈયા પર કશો ભાર હોય તે બોલી દે...'

'અરે બાદશાહ! મારા સરતાજ!' શહરઝાદ દુઃખી અવાજે બોલી ઊઠી, 'તેં મને જીવનદાન તો દીધું પણ બદલામાં મારી પાસેથી મારી વાર્તાઓ છીનવી લીધી. હું તો એ વાર્તાઓમાં જ જીવતી હતી. એ વાર્તાઓ ખતમ થઈ એની સાથે સમજી લે કે મારી વાર્તા પણ પતી ગઈ...'

આજે તો વાર્તાકથનની પરંપરા જ લગભગ પતી જવામાં છે ત્યારે આ વાર્તા વધારે પ્રસ્તુત બની રહે છે.

❑❑❑


તમારું પ્રિય સામયિક

**નવનીત સમર્પણ**

**હવે ડિજિટલ સ્વરૂપે ઉપલબ્ધ**

તમારાં કોમ્પ્યુટર, લેપટોપ, નોટબુક, ટેબ્લેટ કે અન્ય ગેજેટ ઉપર વાંચો

* * *

**હમણાં જ ક્લિક કરો**

**www.navneetsamarpan.com**

અને **માણો**

ઉત્તમ, આનંદદાયક અર્થસભર વાચનનો રસથાળ

**એક વર્ષનું લવાજમ**
ડાઉનલોડ - રૂ. 220
રીડિંગ - રૂ. 120

અનુકૂળતાઓઃ

ગમે ત્યાંથી, ગમે ત્યારે, પાનું ફેરવો, એકસાથે પાનાં જુઓ, પાનાનું કદ મોટું કરી વાંચો

[પૃ. 28થી ચાલુ]
સરખામણીમાં કવિતા જે અંતર્મુખતાનું નિર્માણ કરે છે તે અત્યંત ક્ષીણ છે. આ મારી સ્પષ્ટ સમજ છે. એટલે સત્સંગમાં ૧૯૭૯માં જોડાયો પછી એક-બે વર્ષની અંદર જ આ વસ્તુની સમજ આવી ગઈ કે આ બહિર્મુખ પદાર્થ છે અને મારે એને વળગી રહેવાની જરૂર નથી, ત્યજાય તો વધારે સારું. ઉમાશંકર પણ કહે છે 'છેલ્લો શબ્દ મૌનને જ કહેવાનો છે.' એટલે ૧૯૭૯માં હું મારાં સંકલ્પબળથી,- કોઈ સહજ રીતે નહીં, પણ આવી એક સમજ ધારણ કરીને, પણ આવા એક સંકલ્પથી કવિતા લખવાનું બંધ કરું છું તે લગભગ પાંચેક વર્ષ સુધી. અને પછી ૧૯૮૪માં અચાનક કંઈક થાય છે, એક પ્રકારનો વિસ્ફોટ થતો હોય એવી રીતે હું લખવાનું શરૂ કરું છું. તો એ વખતે આ 'દ્વિબાંગસુંદર...' લખાયું. હવે ત્યાં સુધીમાં મારી પાસે સત્સંગની એક સ્પષ્ટ સમજ તો પુષ્ટ થઈ જ ગઈ છે, મનથી કેળવેલો, સંકલ્પથી ઊભો કરેલો એક પ્રકારનો વીતરાગ મારા ચિત્તમાં હશે. અને 'દ્વિબાંગસુંદર...'માં જે પદાવલી છે એ અત્યંત શૃંગારપ્રધાન છે. કંઈક અંશે એમાં સંભોગ-શૃંગારનાં ચિત્રો પણ છે. મારે માટે એ 'ટગ ઓફ વોર' હતી. મારી અંદર મારી આ જે સ્પ્લીટ પર્સનાલિટી હતી, જે અડધી દ્વિબાંગ છે અને અડધી સુંદર છે, દ્વિબાંગ-એ અભિવ્યક્તિ, જે પોલું છે તે બોલે છે. તો કવિતામાં આ જે બોલવાની પ્રક્રિયા છે એ છે દ્વિબાંગ અને અંદરનું બીજું જે સુંદર અંગ છે, એ બંને અંગ વચ્ચેનો આ એક સંઘર્ષ છે,- એ બધું આ કવિતામાં પ્રગટ થાય છે. એટલે હું મારું વિડંબન કરું છું, મારી મશ્કરી કરવાની કોશિશ કરું છું, અને સાથે સાથે ચારે બાજુ જે પરિવેશ છે સાહિત્યનો, એની પણ હું વાત કરું છું અને એનું પણ વિડંબન કરવાની હું કોશિશ કરું છું. તે વખતે આપણી આટલી સુંદર લાલિત્યપૂર્ણ ભાષા વિષે પણ મારા ચિત્તમાં એક કવિ લેખે અને એક પરમાર્થી તરીકે હતું કે મારી કવિતામાં ભાષાનું આ લાલિત્ય પણ પ્રગટ કરું. એટલે મેં એક-બે પ્રકરણ ગઝલનાં લખ્યાં છે, પછી મધ્યકાલીન કુંડળિયાનો પ્રકાર છે એનું પણ એકાદ પ્રકરણ છે. પછી ગીતો છે, પણ એને મેં ગીતો નથી કહ્યાં પણ 'તિર્યગ્ ગીતિ' એવું કહ્યું છે, અછાંદસ પણ છે, ગદ્યકાવ્ય પણ છે. તો કહેવાનું તાત્પર્ય એ છે કે મારે મારી ભાષાનું ઐશ્વર્ય પણ એ કાવ્યોમાં પ્રગટ કરવું હતું એટલે મેં આ પ્રકારનાં પ્રકરણોનું આયોજન કર્યું. એ કેટલું સફળ-નિષ્ફળ ગયું એ જુદી વાત છે. પણ એક કવિ તરીકેની મારી અભિલાષા અને એક પરમાર્થી તરીકે એ ઘટનાને સ્વીકારવાનો ભાવ એ બે વચ્ચેનો સંઘર્ષ અહીં પ્રગટ થાય છે.

*પ્રશ્ન: લેખનના તબક્કાઓની*

*વાત કરીએ તો આપે રાધાસ્વામી મત સાથેના અનુસંધાનની વાત કરી, કબીરના સંસ્પર્શની વાત કરી, બે વખત લેખનથી અળગા થયા એની વાત કરી, ઇરોટીસિઝમના તબક્કાની વાત કરી. પછી આવે છે 'સુનો ભાઈ સાધો', જેને આપ લેખનના એક નવા તબક્કા તરીકે ગણાવો છો. 'નાચિકેતસૂત્ર' પર આપે દસ વર્ષ કામ કરેલું. આપની દૃષ્ટિએ આપના લેખનના મહત્ત્વના તબક્કાઓ કયા?*

ઉ.: આમ તો જીવનનો કોઈપણ તબક્કો મહત્ત્વનો જ ગણાય. કારણકે એ તબક્કો ન આવ્યો હોય તો ત્યાર પછીના તબક્કામાં પ્રવેશ કરી શકાતો નથી. તમે વિચાર કરો કે નરસિંહ મહેતા સાથે પણ આપણે શૃંગારનું અનુસંધાન જોયું છે, કેટલાંક પદોમાં તો સંભોગ-શૃંગારનું. ત્યાર પછી શૃંગારશતક, નીતિશતક લખવાવાળા ભર્તૃહરિ. મને લાગે છે કે એને આપણે વય સાથે સાંકળવાનું છે. નરસિંહ કે ભર્તૃહરિએ એ કઈ વયે લખ્યું છે એ જાણવાનાં આપણી પાસે કોઈ સાધનો નથી. પણ મારે માટે તો મને ખબર છે કે તે વખતે તો ધગધગતી યુવાનીનો ગાળો હતો, ૩૨-૩૩ની આજુબાજુની મારી વય. તો એ વખતે ઇરોટીસિઝમ ન આવે

તો બીજું શું આવે?- એ મારો પ્રશ્ન છે. એક વ્યક્તિ તરીકે હું યુવાનીના ગાળામાં હોઉં તો આ પ્રકારનાં કલ્પનો શક્ય બને અથવા બન્યાં હોય તો એ કોઈ નવાઈ નથી. પણ મુદ્દો એ છે કે '૮૪થી જે કવિતા લખાવાનું શરૂ થયું, એ પછી '૮૮માં બંધ થઈ ગયું. હવે આ બીજી એક કાવ્યેતર અંગત ઘટના કે '૮૮માં જે મારા સંત સદગુરુ કરમસદમાં બિરાજમાન હતા એમણે શરીર છોડી દીધું, એને કારણે મને એક ચોક્કસ પ્રકારનો ધક્કો લાગ્યો હશે અને વળી પાછો હું લખતો બંધ થઈ ગયો, તે સાતેક વર્ષ સુધી. ૧૯૯૫માં પાછું કંઈક બને છે, - શું બને છે એ મને પણ નથી ખબર - અને ફરી પાછું હું લખવાનું શરૂ કરું છું. એ ગાળાની રચનાઓ છે તે 'સુનો ભાઈ સાધો'ની ગઝલો. હવે તમે જોશો કે એ ગઝલોમાં પેલો ઉચ્છૃંખલ, કામનાઓથી પીડાતો, એ પ્રકારનાં કલ્પનો પ્રગટાવતો જે કવિ છે, એ પ્રશમની ભૂમિકા પર આવ્યો છે અને સત્સંગની જે વાત છે તે એ પ્રશમ ભાવે કરી શકે છે. અને શુદ્ધ સત્સંગનાં કથનનો જે તાર છે એ પણ એમાં સચવાયેલો રહે છે. તો એ એક બીજો તબક્કો છે, અને મારે કહેવું જોઈએ કે ત્યાર પછીથી એ જમાનામાં હું જે રીતે કવિતા સાથે જોડાયેલો રહેતો હતો એ કશું હવે બચ્યું નથી. હું કવિતા લખું છું અને અત્યંત સરળતાથી એનાથી નિર્મમ થઈ જાઉં છું. આજે પણ મારી કોઈપણ કવિતાની પંક્તિઓ હું મોઢે બોલી ન શકું, મારે વાંચવાનું થાય તો મારે હાથમાં પુસ્તક જોઈએ. એટલે એ તબક્કા પછી થયું છે એવું કે હું કવિતા લખું છું અને પછી એનાથી વેગળો થઈ જાઉં છું. પણ કવિતાથી સોએ સો ટકા વેગળો હું નથી થયો. અને ત્યાર પછીની તમામ કવિતાઓમાં ભલે સીધેસીધી પરમાર્થની વાત નથી, પણ એમાં એ તત્ત્વ જરા જુદી રીતે રહેલું તો છે. એટલે ત્યાર પછી જે રચનાઓ થઈ છે એ 'પદપ્રાંજલિ'ની રચનાઓ છે, 'પંખીપદારથ'ની રચનાઓ છે, અથવા 'શબદમાં જિનકું ખાસ ખબરાં પડી'-ની રચનાઓ છે. આપણે કવિ તરીકે સક્રિય હોઈએ એટલે જુદી જુદી રીતે કવિતા કરવાની કોશિશમાં હોઈએ. એટલે એના ભાગરૂપે એ બધું લખાતું હતું. અને તમે કહ્યું એમ 'નાચિકેતસૂત્ર'ની તો ૯૮-૯૯માં આરંભની પંક્તિઓ ટપકાવેલી અને પછી વચ્ચે વચ્ચે થોડું થોડું લખતો ગયેલો. એમ કરતાં ખાસાં નવ-દસ વર્ષ સુધી લખતો ગયો. પણ એ પાછો એક જુદો પડાવ છે. આમ જોઈએ તો એ પડાવ નથી, પણ આખાય દસકા પર પ્રસરેલી એ રચના છે. જો કોઈ વધારે અભ્યાસ કરે તો 'સુનો ભાઈ સાધો'માં પણ અગ્નિવર્ણ કલ્પનો પુષ્કળ માત્રામાં છે. 'સુનો ભાઈ સાધો'માં છેલ્લે જે આગ્રાના સંદર્ભે કેટલીક રચનાઓ

છે એમાં એક રચના છે જેમાં એક પરમાર્થીના અગ્નિસંસ્કારનું વર્ણન આવે છે. એમાં એક પંક્તિ છે 'પોઢેલા જણની જાગૃતિ વધારે ગાઢ બને છે. કહે છે, એને ભાતભાતના અગ્નિનો પરિચય હતો.' હવે આ 'ભાતભાતના અગ્નિનો પરિચય' એ ન્યુક્લિયસ છે. 'નાચિકેતસૂત્ર' નામના એ દીર્ઘકાવ્યનું આ ન્યુક્લિયસ છે. એમાં એ જ વાત આવે છે કે મનુષ્યને જીવનમાં જે ભાતભાતના અગ્નિનો પરિચય થાય છે તે કયા છે. નચિકેતાને યમનું વરદાન હતું કે તારી અંદર આ જે અગ્નિ છે, તું અતિ-પ્રશ્નો પૂછી રહ્યો છે, તો એ અગ્નિ નાચિકેતના નામે ઓળખાશે. તો પરમને પ્રાપ્ત કરવાની એ ઝંખના, એ અગ્નિ જે બળી રહ્યો છે એ નાચિકેતના નામે છે. તો શરૂઆતમાં તો 'નાચિકેતસૂત્ર'નો કવિ કોઈ અગ્નિને વંદન કરવાની ના પાડે છે. પણ છેલ્લે આ બધી જ અગ્નિમય વીથિકાઓમાંથી પસાર થઈને એ અગ્નિને વંદન કરે છે. કારણકે એને ત્યારે ખ્યાલ આવે છે કે જેને હું આ જીવનનો અગ્નિ કહું છું, એમાંથી હું જો પસાર ન થયો હોત તો જે પરમ ચેતનાનો અગ્નિ છે જેનો મને અત્યારે સાક્ષાત્કાર થઈ રહ્યો છે એ શક્ય ન બન્યું હોત. આવું કંઈક એ રચનામાં છે.

*પ્રશ્ન: હવે ગઝલની વાત કરીએ તો, આજે ખૂબ ગઝલો લખાય છે. ગઝલમાં અધ્યાત્મ લઈ આવવું એ એક ચીલો પણ બની ગયો છે. આપની પંક્તિઓ છે 'શબ્દ શું છે તેં કહ્યું, મેં કહ્યું તત્ત્વમસિ'. આપે એમ પણ કહ્યું છે કે આપ ગઝલકાર કે સોનેટકાર કે હાઈકુકાર તરીકે ઓળખાવાનું પસંદ ન કરો. આપે લગભગ બધા જ કાવ્યપ્રકારોમાં વિપુલ કામ કર્યું છે. કયો કાવ્યપ્રકાર પોતીકો લાગે છે?*

ઉ.: હું વારંવાર એવું કહેતો આવ્યો છું કે કોઈ કાવ્યસ્વરૂપ નિમ્ન પ્રકારનું હોતું નથી. જે પનો ટૂંકો પડે છે તે કવિનો પોતાનો જ હોય છે. આપણને ખબર છે કે તમામ કાવ્યસ્વરૂપોમાં પ્રશિષ્ટ કહેવાય એવી રચનાઓ કવિઓ ભૂતકાળમાં આપી ગયા છે. એટલે હું કોઈક કાવ્યસ્વરૂપમાં ન લખું, દાખલા તરીકે હું સોનેટ નથી લખતો તો એ સોનેટનો વાંક નથી. પણ કોઈ કારણસર અત્યારે હું જે રીતે અભિવ્યક્ત થવા માગું છું એમાં કદાચ મને સોનેટ અનુકૂળ નથી પડતું, બસ આટલું જ. છતાં આપણે ત્યાં બન્યું એવું કે કોઈએ ગઝલો લખી તો કહેવાય કે ફલાણા 'ગઝલના ઋષિ' છે કે ફલાણા 'અછાંદસના અહોહો' છે. આ બધાં ફૂટકળ પ્રકારનાં વિવેચનો છે, પણ આવું ચારે તરફ થઈ રહ્યું છે અને લોકોને એ ગમે પણ છે. પણ મુદ્દો એ છે કે કોઈ પણ સ્વરૂપની અંદર જે સામર્થ્ય છે એ સામર્થ્યને પ્રગટાવવાની જ કોશિશ કરવાની હોય. આજે ગઝલો પુષ્કળ લખાય છે. એમ સમજો ને કે

દરેક નવો કવિ ગઝલથી પ્રારંભ કરે છે અને પછી જીવનભર ગઝલ લખવાની જ કોશિશ કર્યા કરતો હોય એવું લાગ્યા કરે છે. હું એવું નથી કહેતો કે ન લખવી જોઈએ, લખવી જોઈએ. પણ મુદ્દો એ છે કે આજ સુધી ગઝલમાં જે જે પ્રકારનાં કામો થઈ ચૂક્યાં છે એનાથી એક ડગલું આગળ જઈને આપણે નવેસરથી કંઈક મૂકી આપવાના હોઈએ તો બરાબર છે. મોટાભાગના ગઝલકારોને છંદ ઉપર હથોટી આવી ગઈ હોય, રદીફ-કાફિયા પર પણ એક જાતની હથોટી આવી ગઈ હોય, એટલે ગઝલ તો લખી શકાશે. પણ મોટા ભાગના ચારથી પાંચ શેર થાય પછી અટકી પણ જાય છે. એટલે મને લાગે છે કે આ બધું આપણે ક્યાંક ટેવવશ કરી રહ્યા છીએ. એકલ-દોકલ ગઝલ લખવાથી કવિને અભિવ્યક્તિનો કેટલો અવકાશ મળે? એ સંદર્ભે અમે ગઝલનું એક સંપાદન 'નખશિખ' કરેલું અને એમાં એ સમયની જે આધુનિકતાની વિભાવના હતી એને લક્ષમાં રાખીને રચનાઓનો સંચય કરેલો. એ સંચય પ્રેસમાં ગયો પછી રાજેન્દ્ર શુક્લની કેટલીક રચનાઓ આવી. તો મને ખ્યાલ આવે છે કે આ જે અવકાશનો પ્રશ્ન છે એ માટે રાજેન્દ્રભાઈએ શું કર્યું કે 'જત જણાવાનું તને', એનાથી શરૂ થતી રચનાઓ એક પછી એક આવતી જાય અને એકબીજા સાથે સંકળાતી જાય અને નવો અવકાશ ઊભી કરતી જાય. હું આ વસ્તુ સમજી શક્યો અને એને કારણે જ 'ત્રિભાંગસુંદર...'માં બત્રીસ રચનાઓ આખ્યાનમયી બને એ પ્રકારનું કશુંક કરી શક્યો. એટલે મારું કહેવાનું તાત્પર્ય એ છે કે આપણી દૃષ્ટિ આપણને ધન્ય કરવા પર નહીં પણ સ્વરૂપને ધન્ય કરવા પર હોવી જોઈએ. સ્વરૂપની સાથે આપણે જરા જુદી રીતે અનુસંધાન ઊભું કરવાની જરૂર છે.

*પ્રશ્ન: આપનાં કાવ્યોના અનુવાદો અન્ય ભાષાઓમાં થયા છે અને આપે અનુવાદો કર્યા પણ છે. પરદેશી ભાષાઓનાં કાવ્યોને ગુજરાતીમાં ઉતારવાનું કામ 'દેશાટન'માં આપે કર્યું. અનુવાદ વિષે આપનું દર્શન અને આપના અનુભવો જાણવાની ઇચ્છા છે.*

ઉ.: અંગતપણે કહું તો અનુવાદ એ મારી અંદર રહેલી કવિચેતનાને પુષ્ટ કરવાનો એક ઉપક્રમ છે. મારે એ પણ જાણવું જોઈએ કે મારી ભાષામાં, મારી ભાષાની ભગિનીભાષાઓમાં અને પરદેશી ભાષાઓમાં કવિતાના નામે શું થઈ રહ્યું છે? એ જાણવાનો એકમાત્ર ઉપાય એ અનુવાદ છે. અનુવાદ વિષે ઘણું બધું કહેવાઈ ચૂક્યું છે કે એ ગાલીચાની અવળી બાજુ છે, વગેરે. પણ મારું કહેવાનું એ છે કે આ બધું હોવા છતાં જો અનુવાદ ન હોય તો આપણે રિલ્કે પાસે કે બોદલેર પાસે કે પાબ્લો નેરુદા પાસે કઈ રીતે પહોંચી શકીએ?

ભલેને બધું ગળાઈ-ચળાઈને આપણા સુધી પહોંચ્યું હશે, ઘણી સૂક્ષ્મતાઓ એમાંથી નીકળી ગઈ હશે, -એ બિલકુલ ચોક્કસ છે; તેમ છતાં પણ આપણે એ કવિતા માટે એક પ્રકારની મુગ્ધતા અનુભવીએ છીએ. હું તો ચોક્કસપણે માનું છું કે કોઈપણ કવિએ પોતાની અંદર જે કવિ પડેલો છે એના સ્વાસ્થ્યના સંવર્ધન માટે પણ અનુવાદો કરવા જોઈએ. કારણકે એમાં થાય છે એવું કે તમે અત્યંત ઝીણવટથી પોતાને એ કવિતા સાથે સાંકળી રહ્યા છો. તમારી સિસૃક્ષાને તમે એ કવિની સિસૃક્ષા સાથે કોઈક રીતે બાંધવાની કોશિશ કરો છો. હવે આ એટલી ઝીણી પ્રક્રિયા છે કે અનુવાદ કરતી વખતે તમને તરત ખ્યાલ આવે છે કે આ માણસના ઝોળામાં કયાં નવાં ઓજારો પડેલાં છે? એ પણ શક્ય છે, એનાં એ ઓજારો તમે તફડાવી પણ લો અને તદ્દન જુદી રીતે તમારી ભાષામાં એ ઓજારોનો ઉપયોગ પણ કરો. અને એ રીતે તમારી કવિતાને તમારે એક નિરંતર વિલક્ષણતા આપતા રહેવાનું છે. સિતાંશુ યશશ્ચંદ્રએ કહ્યું છે કે દરેક રાત્રે જુદી રીતે પ્રેમ કરવો પડે એવી પ્રિયતમા છે કવિતા. તો આ જુદી રીતે પ્રેમ કરવાની જે પ્રક્રિયા છે એને માટે પણ એક જુદા પ્રકારનું કવિ-પૌરુષ તમારી પાસે હોવું જોઈએ. એ સિદ્ધ કરવા માટે પણ અનુવાદ કરવા જોઈએ. હું જ્યારે કોઈ બીજી ભાષાની કવિતા

પસંદ કરું ત્યારે બે વાતની કાળજી રાખું છું. એક તો એ કે અન્ય ભાષાઓના પ્રશિષ્ટ કવિઓ આપણી ગુજરાતી ભાષામાં વિપુલ માત્રામાં ઉપલબ્ધ છે. તો જે અવાજો હજુ આપણા સુધી પહોંચ્યા નથી અને જે પહોંચવા જરૂરી છે એવા કોઈ કવિની કવિતા હું વાંચતો હોઉં અને એ અનુવાદેય હોય, મને સ્પર્શી ગઈ હોય તો હું એનો અનુવાદ હાથ પર ધરું. તો આવી રીતે મધ્ય-પૂર્વના કેટલા બધા કવિઓ 'દેશાટન'માં છે. આપણી પાસે બહુ સારા સારા અનુવાદકો છે, અને પાછી ગુજરાતી

ભાષા તો ઉદારચરિત ભાષા છે. હવે તમે એમ કહો કે એનાથી તમારા પર શી અસર પડે? તો હું ૨૦૦૨માં અમેરિકા ગયેલો, ત્યાંથી વિશ્વકવિતાનાં ઘણાં પુસ્તકો લાવેલો અને પછી મેં તરત સ્વૈચ્છિક નિવૃત્તિ લીધી, એટલે 'દૈવી ફુરસદ' ઊભી થઈ, રવીન્દ્રનાથ કહે છે એમ. એ વખતે મારી પાસે સાતમી સદીના ચીની પ્રશિષ્ટ કવિ વાંગ વેઈનું એક પુસ્તક હતું. એના અંગ્રેજી અનુવાદકોએ અનુવાદ બહુ સારા કરેલા. એના મેં ઘણા અનુવાદો કર્યા અને એ પૈકી ઘણા અનુવાદો 'દેશાટન'માં છે. પછી એમાં થયું એવું કે હું પોતે એક ડિપ્રેશનની સ્થિતિમાં જતો હોઉં એવું મને લાગ્યું, કેમ કે વાંગ વેઈ એ કોઈ દરબારી અધિકારી હતા અને એમાંથી પછી નિવૃત્ત થઈને કોઈ પર્વતમાળામાં જઈને વસે છે અને વાનપ્રસ્થ જીવન ગાળે છે. તો એની એવી બધી પંક્તિઓ આવે કે હવે હું કશા કામનો નથી રહ્યો, વગેરે. એટલે એને જે પ્રકારનું ડિપ્રેશન છે એ જ અવસ્થા એ વખતે મારી પણ હતી. એટલે એ કવિની સિસૃક્ષા સાથે મારી સિસૃક્ષાનું અનુસંધાન એટલું તીવ્ર થયું હશે કે એ ભાવ અવસ્થા મારામાં પણ સંક્રમિત થઈ હશે. એટલે પછી એ અનુવાદો કરવાનું મારે છોડી દેવું પડ્યું.

*પ્રશ્ન: આપે અન્ય કળાઓ પ્રત્યે આપની પ્રીતિની વાત શરૂઆતમાં જ કરી. આપે અન્ય કળાઓ વિષે લખ્યું પણ છે. સાહિત્યેતર કળાઓ સાથેનું આપનું અનુસંધાન પ્રબળ છે. એ અનુસંધાન વિષે વાત કરશો?*

ઉ.: એ સહજ અનુસંધાન છે. કવિતા માટે જે તીવ્રતા હોય એ તીવ્રતા બીજી કળાઓ માટે નહીં જ હોય. પણ સહજ રીતે મને ચિત્રકળા પ્રત્યે પ્રેમ છે અને અમારા વિદ્યાનગરમાં વાતાવરણ પણ. અમારા મિત્ર અને ખ્યાત ચિત્રકાર કનુ પટેલને ત્યાં અવારનવાર બેસવાનું થાય. એ પુસ્તકોના રસિયા છે, ચિત્રકળાનું એમનું ગ્રંથાલય વિશાળ છે, એમની સાથે વાતચીત થાય. એને કારણે આપણે જરા જુદી રીતે કળાઓ સાથે જોડાયેલા રહીએ એવું લાગે. અહીં એક ફાઈન આર્ટસ કોલેજ છે, એની સાથે પણ સંકળાયેલા રહીએ અને એ રીતે કંઈક લખવાનું થાય. ચિત્રકળા વિષે જે કંઈ લખ્યું છે એ એક ભાવક તરીકે ચિત્રકળા વિષે બોલી રહ્યા છીએ, એના તદ્વિદ તરીકે નહીં.

*પ્રશ્ન: 'પ્રતિપદા' નું આયોજન થોડાં વર્ષ પર થયું, જેને આજે પણ સાહિત્ય વિમર્શના એક અનોખા આયોજન તરીકે યાદ કરાય છે. એની સંકલ્પના અને આયોજન વિષે શું કહેશો?*

ઉ.: એ કાર્યક્રમમાં સત્તર કવિઓએ ચાર દિવસ જુદીજુદી બેઠકોમાં કવિતા પાઠ કરેલો અને એ ચાર બેઠકોમાં ચાર જુદા જુદા વિવેચકોએ એ કવિતા વિષે વાત કરેલી. એટલે અનુ- આધુનિક

કવિતા વિષે વાત જ નહોતી થતી અથવા તો આમ ગંભીરતાપૂર્વક આવો કોઈ ઉપક્રમ નહોતો રચાયો તો મને એમ થયું કે ચાલો, આ થાય તો સારું. એટલે અમારી આણંદની એન.એસ. પટેલ આર્ટ્સ કોલેજે, એના તરવરિયા અધ્યાપકોએ બધું ખભા પર લઈ લીધેલું અને બહુ સારી રીતે આયોજન કરેલું.

*પ્રશ્ન: આપે આ વાર્તાલાપમાં અગાઉ બહિર્મુખતાથી અંતર્મુખતા તરફ જવાની વાત કરી. તો આપને માટે અનિવાર્ય શું? ભાષા- સાહિત્ય કે પછી અધ્યાત્મ અને મૌન?*

ઉ.: અધ્યાત્મ નહીં, પરમાર્થ અને મૌન. તમે જુઓ કે મારા પ્રથમ કાવ્યસંગ્રહમાં છેલ્લી પંક્તિ આવે છે, જેમાં ધ્રિબાંગસુંદર એવું પૂછે છે કે હે મિત્ર, તું કવિતા ન લખે તો ન ચાલે? 'કોયલ કેર હગાર કવિતા, કવિતા કેવળ છાણું, અમીં છાણના દેવ, દેવનું મોઢું સ્હેજ કટાણું'. અને તમે જુઓ કે 'ધ્રિબાંગસુંદર...'ની આરંભમાં પણ કબીર છે. પહેલા જ સંગ્રહના ઊઘડતા પાને કબીર છે અને કબીર શું કહે છે? 'લાયા સાખી બનાયકર ઇત ઉત અચ્છર કાટ, કહે કબીર કબ લગ જીયે જૂઠી પત્તલ ચાટ' આ તો કબીરના જ શબ્દો છે. એના પછીની જે સાખી છે એમાં છે, 'ધ્રિબાંગસુંદરની જીભે ચાટ્યાનો ચળકાટ, કાચો દાણો અન્નનો આ તેનો કચવાટ'. આપણે ત્યાં હવે એવું માનવામાં આવ્યું કે કોઈ પણ એક વાક્ય આપણે બોલીએ તો એ પહેલાં બોલાઈ ચૂકેલું જ વાક્ય છે, એમાં મૌલિક કશું જ નથી. એટલે એ તો એંઠી પતરાળી ચાટવા જેવી જ વાત છે, અને એટલે ચૂપ જ રહેવું પડે.

*પ્રશ્ન: આ મુલાકાતનું સમાપન કરીએ ત્યારે અત્યારની આ મહામારીની સ્થિતિ અંગે એક સર્જક તરીકે અને એક પરમાર્થી તરીકે શું કહેવાનું મન થાય?*

ઉ.: આ એટલી વિકટ પરિસ્થિતિ છે, ગયા વર્ષે જ્યારે આ મહામારી ફેલાઈ ચૂકી હતી ત્યારે મેં એક દીર્ઘ કવિતા લખેલી 'મુમૂર્ષુની વિલાપિકાઓ'. આ સમકાલીન અને જગતવ્યાપ્ત પીડા છે એની વાત એમાં હતી. પણ હવે આજે તો એ હદે દુર્દશા વધી ગઈ છે કે કંઈ સૂઝતું નથી કે શું કરવું ને શું નહીં, ચારે તરફ મનુષ્યની અંદરની શેતાનિયતો એટલી હદે બહાર આવી રહી છે. ૨૦૧૮માં મેં બે ગઝલો લખેલી. એ કવિતામાં મેં છેલ્લે એવું કહેલું કે 'મારું ચાલે તો, ન ચાલે તોય, મક્તામાં કહું.' એમાં એક એવી પંક્તિ હતી કે 'હું ભણું ભડલીવચન: શાતા વળો સંસારને.' કંઈ વિચારી નથી શકાતું. બધા મનુષ્યોની ચેતના અત્યારે એકાકાર થઈ ગઈ છે. એક અખંડ શોકસભા ચાલી રહી છે. તમે ફેઈસબુક ખોલો ને કોઈક પરિચિત વ્યક્તિ વિદાય લે છે. આપણે આટલાં બધાં સામૂહિક મૃત્યુ ક્યારેય જોયાં નથી.

એટલે એટલી હદે ચિત્ત ક્ષુબ્ધ રહે છે કે જાણે કશું વિચારી નથી શકાતું, કશું બોલી નથી શકાતું. અને તમે પરમાર્થની વાત કરી તો પરમાર્થ તો એમ કહે છે કે જે કંઈ થાય છે તે સમષ્ટિના ભલા માટે છે તો એ ગળે ઊતરે કે ન ઊતરે એ માનીને ચાલીએ છીએ. તમે જુઓ કે હું તમારા પ્રશ્નનો સરખો જવાબ પણ નથી આપી શકતો, એટલી હદે એક વ્યથા ઊભી થઈ છે ચારે તરફ. ક્યારે કોણ વિદાય લેશે એ નથી ખબર અને એનાથી વધારે પીડા છે તે આ કે આવા વખતે પણ માણસની જે શેતાનિયત છે તે વકરીને બહાર આવી રહી છે. આ દુર્દશામાં આપણે શું કરી શકીએ? કશું જ નહીં.

*પ્રશ્ન: આટલી લાંબી સર્જનયાત્રા પર નજર નાખો ત્યારે કોઈ અફસોસ જણાય છે? કંઈ કરવાનું બાકી રહ્યું હોય એવું લાગે છે?*

ઉ.: એક વસ્તુ હજુ બાકી રહે છે જ કે જે અંતર્મુખતાની આશાએ મેં આ બધું શરૂ કર્યું છે એ અંતર્મુખતા અને એ પરમાર્થ સુધી પહોંચવાનું તો હજુ બાકી જ છે. બીજા કોઈ વસવસા નથી, આમ તો સુખદ રીતે જીવન પસાર થયું છે. પત્ની, પુત્ર, પુત્રવધૂ, બે પૌત્રીઓ. ચારે તરફ જોઉં તો એવું લાગે કે અત્યાર સુધીનું જીવન અતિશય સુખમય ગયું છે. વીસ વર્ષથી તો નોકરી નથી કરતો, અડતાળીસ વર્ષની ઉંમરે તો નોકરી છોડી દીધેલી. પણ ત્યાર પછી જીવન એટલી સરસ રીતે પસાર થયું છે કે કોઈ ફરિયાદને કારણ નથી. પણ એટલું જ કે જેને માટે મેં આ યાત્રા શરૂ કરેલી એ યાત્રાનો પડાવ હજુ આવ્યો નથી.

❑❑❑


**ઘેરબેઠાં 'નવનીત સમર્પણ' મેળવવા ઘેરબેઠાં લવાજમ પણ ભરો**

ઓનલાઈન લવાજમ ભરવાની
એકદમ આસાન સેવાનો લાભ લેવા...

**જસ્ટ ક્લિક:**

http://www.bhavans.info/periodical/pay_online.asp
http://www.navneetsamarpan.com

**રવાનગી વિભાગ : 23530916-23514466**

# તમારી દૃષ્ટિએ

## વીનેશ અંતાણીની વાર્તા "પૈડું"

શ્રી વીનેશ અંતાણીએ વાર્તાને તેમના વતન કચ્છની તળપદી ભાષાના શબ્દોથી સજાવી છે તેથી વાર્તાની શોભા વધે છે અને પોતીકી લાગે છે. પૈડાં જેવા વિષયને પોતે વાર્તામાં વણ્યો છે તેમાં વીનેશ સાથે સૌને પોતાનું પણ બાળપણ યાદ આવી જાય છે. તે વખતે આ પૈડાં, નવ કાંકરી, ઈસ્ટોપગડી વગેરે વગર પૈસે રમાતી રમતો પણ વાર્તાની સાથે માનસ પટ પર દોડતી રહે છે! લુહાર લોઢાનું પૈડું બનાવી આપે છે તેમાં પૈડાંના પ્રકાર આડકતરી રીતે બતાવી દીધા છે જેનાથી બધાં બાળકો રમ્યાં છે!

વાર્તામાં બાળપણની અનેક વાતો ઢબુરાઈ છે. લકલકામણીની રમતમાં એ બન્ને એક જ સાંકડી જગ્યામાં લકાય (સંતાય) છે ત્યારે અંગોનો સ્પર્શ, પરસેવાની ગંધ તે બન્નેને ગમતી થાય છે. તેથી જ તો બહાર નીકળવામાં સમય જવા દે છે! મણિ મનના એક ખૂણામાં વસી જાય છે!

માસ કોમ્યુનિકેશનના પ્રોફેસરના હૃદયના એક ખૂણામાં મણિ હજી ધબકે છે તેથી જ તો તેને ગોતવા જોવા ગામડે આવે છે! મણિની યાદો જ રહે છે! બન્નેનું બાળપણ, થોડી યુવાનીની સમજ જ રહે છે.

વાર્તા પૈડાને કેન્દ્રમાં રાખીને દોડે છે. છેલ્લે પૈડું આગળ જતું નથી! આમ વાર્તાનો ભીનો અંત આવે છે.

વીનેશની વાર્તાઓમાં મનની આળસને પણ સ્થાન છે. જે હૃદયને ભીનું બનાવે છે!

**ગાંધીનગર - ડૉ. ભાલચન્દ્ર હ. હાથી**

* * *

## અનેકાર્થી શબ્દઃ તબસ્સુમ

'નવનીત સમર્પણ' અંકઃ જૂન, ૨૦૨૧, પૃષ્ઠ નં. ૭૮ પરની પાદટીપ આ પ્રમાણે છેઃ "સુધારોઃ 'નવનીત સમર્પણ' અંકઃ એપ્રિલ, ૨૦૨૧, પૃષ્ઠ ૧૦૮ પર તબસ્સુમનો અર્થ કળીનું ફૂલમાં રૂપાંતર થવાની પ્રક્રિયા આપ્યો છે પણ તેનો અર્થ સ્મિત થાય છે. તબસ્સુમનો અર્થ (૦૧) ઉત્તર પ્રદેશ હિન્દી સંસ્થાન દ્વારા પ્રકાશિત ઉર્દૂ હિન્દી શબ્દકોશ (૦૨) શ્રી કે. કા. શાસ્ત્રી સંપાદિત બૃહદ ગુજરાતી કોશમાં પણ અર્થ સ્મિત આપ્યો છે.' તદુપરાંત નીચે સંપાદકશ્રીની નોંધ 'તમારી વાત સાચી છે, સરતચૂક બદલ ક્ષમસ્વ.' મૂકવામાં આવી છે. આ સંદર્ભે જણાવવાનું કે, 'ભગવદ્ગોમંડળ'માં તેનો અર્થ 'હસવું તે' અને ગૂજરાત વિદ્યાપીઠના 'સાર્થ ગુજરાતી જોડણીકોશ (પુરવણી સહિત)', પૃષ્ઠ ૪૦૪માં 'મંદ હાસ્ય, મરકાવું તે' આપ્યો છે, જે 'સ્મિત'ના સમાનાર્થી જ છે. અહીં 'તબસ્સુમ'નો

ફક્ત એક જ અર્થ 'સ્મિત' કરવો અને અન્ય અર્થ 'કળીનું ફૂલમાં રૂપાંતર થવાની પ્રક્રિયા'ને નકારવો ઉચિત નથી. તે અરબી, પુલ્લિંગ અને અનેકાર્થી શબ્દ છે. વિવિધ શબ્દકોશો તપાસીએ તો તેના 'સ્મિત, મલકાટ કે મુસ્કુરાહટ' સહિત અન્ય અર્થો આ પ્રમાણે મળે છેઃ (૦૧) ગુજરાત ઉર્દૂ સાહિત્ય અકાદમી-ગાંધીનગર દ્વારા પ્રકાશિત 'ઉર્દૂ-ગુજરાતી શબ્દકોશ' (સં. પ્રો. મોહિયુદ્દીન બોમ્બેવાલા, પૃષ્ઠ ૩૯૮) મુજબ: 'કળીનું ખીલવું, વીજળીની ચમક, સુરાહીમાંથી શરાબ નીકળવાનો અવાજ.' વિશેષ, ઉર્દૂમાં આ અર્થોના અનક્રમે 'તબસ્સુમ-એ-ગુલ, તબસ્સુમ-એ-બર્ક અને તબસ્સુમ-એ-મીના' શબ્દો મળે છે. (૦૨) 'વ્યાવહારિક ઉર્દૂ-હિન્દી શબ્દકોશ' (સં. ડૉ. સૈયદ અસદ અલી), 'ઉર્દૂ-હિન્દી શબ્દકોશ (સં. ડૉ. સચ્ચિદાનંદ શુક્લ, ઝહીર હસન કુદ્દૂસી) અને 'રેખ્તા ત્રિભાષી શબ્દકોષ' મુજબ: 'કલિયોં કા ખિલના.'

ગૂગલ સર્ચ એન્જિનમાં ખાંખાંખોળા કરતાં Bsarakari.com, hindi2dictionary.com અને zealthy.in 'કલિયો કા ખિલના', BabyNamesEasy.com અને myUpcharમાં 'એક ફૂલ' તેમ જ moonastro, ilearnTamil.com અને Hamariweb.com (પાકિસ્તાન)માં 'એક ફૂલ', 'મુસ્કાન' ઉપરાંત 'ખુશી' અર્થો દર્શાવવામાં આવ્યા છે. તો meaningin.comમાં 'દંભી', 'બનાવટી ઢંગ સે મુસ્કુરાના' તેમ જ hindkhojમાં 'ઝૂઠી હંસી હંસતે હુએ' જેવા અર્થો આપવામાં આવેલ છે. જોકે ઉર્દૂ ગઝલો અને હિન્દી ફિલ્મ્સનાં ગીતોમાં 'મુસ્કાન' કે 'સ્મિત'ના અર્થમાં 'તબસ્સુમ' શબ્દનો વ્યાપક પ્રયોગ થયો હોવાથી, તેનો રૂઢ કે પ્રચલિત અર્થ એનો એ જ અને એક જ રહ્યો છે તે અહીં નોંધવું ઘટે.

**સુરત - પ્રા. જે. આર. વઘાશિયા**

* * *

મે ૨૦૨૧ના અંકમાં પૃ. ૧૩ હેમન્ત દવેના લેખમાં સંસ્કૃત રૂપે હે માતા અને હે પિતા થાય નહિ કે માતે અને પિતે. આ બંને રૂપ ઋ કારાંત હોવાથી 'માતૃ અને પિતૃ' એનાં સંસ્કૃત રૂપ હે માત અને હે પિત થાય. માતા અને પિતા તો ૧. વિશેષણ કર્તાનાં રૂપ થાય.

બીજું 'વેરાવળ'નું વેરાવભમ્ રૂપ એમને યોગ્ય નથી લાગતું. પણ સંસ્કૃતમાં નામ અને વિશેષણને લિંગ લગાડવું જ પડે. વેરાવળ ગુજરાતીમાં નપુંસક લિંગ શબ્દ છે અને अ कारांत શબ્દનું નપુંસક લિંગ वेरावभम् એમ જ થાય.

અને સૌથી અગત્યની વાત. જ્યારે સંસ્કૃત ભાષાની અભ્યાસક્રમમાંથી બાદબાકી થઈ ગઈ હોય ત્યારે સંસ્કૃતનું જ્ઞાન ન હોવું એ 'ભયંકર' તો ન જ કહેવાય.

**- અસુમતી શાહ**

# ભવન્સ-વૃત્ત

## ત્રિપુરા કેન્દ્રઃ ભાષા દિવસ રેલી

ત્રિપુરા સરકાર આયોજિત ભાષા દિવસ રેલીમાં ભવન્સ વિદ્યા મંદિરના શિક્ષકો

**વિશાખાપટ્ટનમ્ કેન્દ્રઃ** આંધ્ર પ્રદેશના તેલ ઉદ્યોગ દ્વારા ફેબ્રુઆરી ૧૨ના રાષ્ટ્રીય સ્તરે પ્રાયોજિત કાર્યક્રમ 'સંરક્ષણ ક્ષમતા મહોત્સવ'માં રાષ્ટ્રીય સ્તરે ચર્ચા પ્રતિયોગિતામાં 'બળતણ અને ઊર્જા વપરાશનું મહત્ત્વ' વિષય પર સક્ષમ-૨૧ ખાતે ભવન્સ પબ્લિક સ્કૂલના ત્રણ વિદ્યાર્થીઓ ધોરણ-૧૦ની પદ્મા લીલા, ધોરણ ૯નો પ્રણીત અને ધોરણ ૧૦નો કાર્તિક ઈશ્વરે ૧, ૨ અને ૩ના ક્રમાંકે ઇનામ મેળવ્યાં છે.

## નવી મુંબઈ કેન્દ્રઃ ભવન્સ ચિલ્ડ્રન ક્લબ

ભવન્સ નવી મુંબઈ કેન્દ્રે તાજેતરમાં ભવન્સ ચિલ્ડ્રન ક્લબ શરૂ કરી. એ અંતર્ગત ચાર ઓનલાઈન કાર્યક્રમોનું આયોજન પણ થયું હતું. પ્રારંભમાં 'ભારતીય ઉત્સવો' વિષય પર ચિત્રકળા પ્રતિયોગિતા સાથે થયો જેને લીધે સભ્યોમાં સારો ઉત્સાહ ફેલાયો. સહભાગીઓએ હોળી, પતંગોત્સવ (મકરસંક્રાંતિ), દશેરા, દિવાળી, ગણેશ ચતુર્થી, જન્માષ્ટમી અને બીજાં સૂચક દશ્યો સુંદર રીતે ચિત્રિત કર્યાં હતાં. ૨૬ ફેબ્રુઆરીએ બેંગાલુરુના પ્રસિદ્ધ જાદૂગર ગિગ્ગલસા જાદૂનો કાર્યક્રમ થયો હતો. કાર્યક્રમ બાદ ત્રણ બાળકોએ પોતાનાં 'જાદૂ' રજૂ કર્યાં હતાં અને જાદૂગરે તેમને તેમના પ્રયાસ બદલ વિશેષ ઇનામો આપ્યાં હતાં. ત્રીજો કાર્યક્રમ માર્ચની ૧૨મીએ ફેન્સી વેશભૂષા હરીફાઈનો હતો. ભગત સિંહ, ખગોળવિજ્ઞાની રાકેશ શર્મા, ભૌતિક વિજ્ઞાની સી.વી. રામન, અમિતાભ બચ્ચન સાથે ખભેખભા મિલાવી ઊભા છે, રાણી પદ્માવતી, મૈસૂરની મહારાણી, ઝાંસીની રાણી, ફિલ્મ કલાકાર રેખા, ટી.વી. કલાકાર દક્ષા, પ્લાસ્ટિક છોકરી, બ્લુ વ્હેલ, વાઘ અને બીજાં ભારતીય વિષય અને વ્યક્તિત્વો પર આધારિત હતો.

ચોથો કાર્યક્રમ બાળકોને હોલિકા અને પ્રહ્‌લાદ જેવી વાર્તાઓ અરસપરસ કહેવાનું સત્ર હતું. અને મારી પસંદગીનું ભારતીય સ્થળ જ્યાં તેઓ પર્યટન માટે ગયા હોય તેના અરસપરસ વાર્તાલાપ સભ્યો માટે ૯ એપ્રિલના આયોજિત થયો હતો.

## અગરતાલા કેન્દ્રઃ પ્રારંભ

ભવન્સ ત્રિપુરા વિદ્યા મંદિર નરસિંહે પ્રારંભના વર્ષના ઉત્સવ કાર્યક્રમનું આયોજન નવા બાળસભ્યોને આવકારવા માટે કર્યું હતું. શ્રી પ્રોદ્યુન ધર ચૌધરી કાર્યક્રમના મુખ્ય મહેમાન હતા.

---

## ગુંટુર કેન્દ્રઃ દીકરી દિનની ઉજવણી

ઇન્ડિયન એકેડેમી ઓફ પેડિયાટ્રિક્સ ગુંટુર ચેપ્ટરે ભારતીય વિદ્યા ભવન ગુંટુર સાથે ૧૭ માર્ચે 'બેટી બચાવો, બેટી પઢાઓ ભારતકી બેટીકો આગે બઢાઓ' વિષય આધારિત સાપ્તાહિક ઉજવણી 'બાળ અને તંદુરસ્તી જાળવણી'ના ભાગરૂપે પુત્રીદિનની ઉજવણી કરી હતી.

બાળતજજ્ઞ ડો. કોંડાબોલુ કિષ્ના પ્રસાદ, IAP ગુંટુર ચેપ્ટરના પ્રમુખ અને રમેશ હોસ્પિટલ ગુંટુરના ડો. સહાટીએ બાળકોને સંબોધ્યા અને છોકરીઓને તંદુરસ્તી વિશે સલાહસૂચન આપ્યાં. તેમણે પોતાના વક્તવ્યમાં જણાવ્યું કે સ્ત્રીઓએ સમાજનું નેતૃત્વ કરી રાષ્ટ્રના વિકાસમાં સહાય કરવી જોઈએ. આના સંયુક્ત ઉપક્રમે કળા અને ચિત્રકામની પ્રતિયોગિતાનું આયોજન વિદ્યાશ્રમના કળાશિક્ષક શ્રી વી. વી. રમન રાવના માર્ગદર્શન હેઠળ થયું હતું. દરેક વિજેતાઓને પુસ્તક રૂપે પુરસ્કાર આપવામાં આવ્યો હતો.

## ચંડીગઢ કેન્દ્રઃ વૈશાખીની ઉજવણી

ભવન વિદ્યાલયે ચંડીગઢે દિવ્યાંગ વર્ગના વિદ્યાર્થીઓ અને શિક્ષકો સાથે ઓનલાઈન વૈશાખીની ઉજવણી કરી હતી. છોકરા-છોકરીઓએ પારંપરિક વેશભૂષામાં પંજાબી લોકગીતો ગાયાં અને નૃત્ય કર્યું હતું. સંગીત વિભાગ અને દિવ્યાંગ વિભાગના શિક્ષકો દ્વારા આયોજિત આ કાર્યક્રમથી એક વર્ષથી ઘરમાં ગોંધાઈ રહેલા દિવ્યાંગ વિદ્યાર્થીઓમાં આનંદ અને રાહતની એક લહેર વ્યાપી ગઈ.

---

## ચેન્નાઈ કેન્દ્રઃ શ્રદ્ધાંજલિ

ચેન્નાઈ કેન્દ્રના ભૂતપૂર્વ અધ્યક્ષ શ્રી સાબરેત્નમનું ૮૧ વર્ષની ઉંમરે અવસાન થયું હતું. છેલ્લાં બે વર્ષથી ભવન્સ ચેન્નાઈ કેન્દ્રના તેઓ દાતા હતા. અધ્યક્ષ તરીકે સેવા આપતા તેઓ ખૂબ સમર્પિત વ્યક્તિ હતા. ૨૫ વર્ષથી સમિતિના સભ્ય પણ રહ્યા હતા. ચેન્નાઈ સુપર કિંગ્ઝ (CSK) ટીમના નિદેશક અને અધ્યક્ષ પણ હતા. તેમના પરિવારમાં બે દીકરા અને બે દીકરીઓ છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપે.

---

## કોચી કેન્દ્રઃ શિક્ષક તાલીમ કાર્યક્રમ

ભારતીય વિદ્યા ભવન, કોચી કેન્દ્રે, એસ. પી. એન. દોશી વુમન્સ કોલેજે મુંબઈના માનવ વિકાસ વિભાગના સંયુક્ત ઉપક્રમે શિશુ સંભાળ અને શિક્ષણ પર ત્રિદિવસીય શિક્ષક તાલીમ કાર્યક્રમનું આયોજન કર્યું હતું. ૨૨,૨૩,૨૪ માર્ચ ૨૦૨૧ના અખિલ ભારતીય ભારતીય વિદ્યાભવનના પ્રાથમિક શિક્ષકો માટે આયોજન કરાયું હતું. કાર્યશિબિરમાં સમસ્ત ભારત અને મધ્યપૂર્વના ૬૫૦ શિક્ષકોએ ઉપસ્થિતિ નોંધાવી હતી. શિબિર અભ્યાસપૂર્ણ, માહિતીસભર અને આશ્ચર્ય પમાડે તે હદે સફળ રહી હતી.

## ચંડીગઢ કેન્દ્રઃ KVPY 2020માં ભવનાઈટ્સ ઝળક્યા

ભવન વિદ્યાલય, ચંડીગઢ, વિજ્ઞાન વિભાગના પાંચ વિદ્યાર્થીઓએ KVPY (કિશોર વૈજ્ઞાનિક પ્રોત્સાહન યોજના) સ્કોલરશીપ ૨૦૨૦માં ઉત્તીર્ણ થઈ ત્રણગણું ગૌરવ હાંસલ કર્યું છે. ભવન ચંડીગઢના પુરોગામીઓનું સાતત્ય જાળવતા ધોરણ ૧૨ના ગુરુમિત સિંઘ ૨૨મા ક્રમાંકે, પુષ્પરાજ પુનિયા ૭૨મા ક્રમાંકે, આર્યન ઢાકા ૧૫૭મા ક્રમાંકે, આયુષ અને અલંકૃત કાડિયન ૭૪૪ અને ૧૩૫૯મા ક્રમાંકે આવ્યા છે. જે સફળ વિદ્યાર્થીઓએ શૈક્ષણિક ક્ષેત્ર ૨૦૨૦-૨૧માં ઉમેદવારી નોંધાવી હતી તેઓએ KVPYનો SX રાઉન્ડ પાર કર્યો હતો. અભ્યાસક્રમમાં વિજ્ઞાન લીધું હોય અને KVPY ઉત્તીર્ણ કર્યું હોય એવા વિજ્ઞાનમાં વિશેષ અભિરુચિ ધરાવનાર વિદ્યાર્થીઓને બેંગ્લોરની શ્રેષ્ઠ ભારતીય વિજ્ઞાનસંસ્થામાં સીધો પ્રવેશ મળી શકે છે.

---

## તિરુપતિ કેન્દ્રઃ પુરસ્કાર પ્રદાન સમારોહ

ભારતીય વિદ્યા ભવનની શ્રી વેંકટેશ્વર વિદ્યાલયે ૨૬ ફેબ્રુઆરી ૨૦૨૧ના પુરસ્કાર પ્રદાન સમારોહનું આયોજન કર્યું હતું. કાર્યક્રમનો આરંભ વેદિક પ્રાર્થના અને મુખ્ય અતિથિ દ્વારા દીપ પ્રાગટ્ય સાથે થયો. સફળ પ્રયત્નો અને ઉપલબ્ધિઓ સાથે ૨૦૨૦-૨૧નો શાળાનો વાર્ષિક અહેવાલ રજૂ કરાયો. વિદ્યાર્થીઓને તેમનાં રસનાં વિવિધ કાર્યો માટે ઉત્સાહિત કરવાના ભાગ રૂપે ધોરણ ૯ના વિદ્યાર્થી ભરત શર્મા લિખિત 'શિવભાવેશા શતકમ્'નું મુખ્ય અતિથિ દ્વારા વિમોચન થયું હતું. ભરત શર્માએ પુસ્તકમાં ભગવાન શિવનો મહિમા કરતાં ૧૦૮ શ્લોકો, દ્વાદશ જ્યોતિર્લિંગનું મહત્ત્વ, માતૃભાષા તેલુગુનું મહત્ત્વ, રોજબરોજની જિંદગીમાં પડકારોનો સામનો કરતા ખેડૂતો અને સામાન્ય માનવીના સામાજિક પ્રશ્નોને સમાવ્યા છે. મુખ્ય અતિથિ ડો. વેલુગોટી ભાસ્કર સાંઈક્રિષ્ણા યચેન્દ્ર, ભૂતપૂર્વ M.L.A. વેંકટગિરિ અને ભક્તિ ચેનલના અધ્યક્ષ શ્રી વેંકટેશ્વર અને T.T.D. તિરુપતિએ માતૃભાષા તેલુગુનું મહત્ત્વ જણાવ્યું. અને કહ્યું કે દરેકે આપણા સાંસ્કૃતિક વારસાને પેઢી દર પેઢી આગળ વધવાના પ્રયાસ કરવા જોઈએ. તેમણે વિદ્યાર્થીઓની અસાધારણ ઉપલબ્ધિઓના વખાણ કર્યા હતા અને પારિતોષિકો અને સન્માનપત્રનું વિતરણ કર્યું હતું.

# આ અંકના લેખકો

**સુભાષ ભટ્ટ:** 'સરાય' સી 1105/6, રામનગર, કાળવીબીડ, ભાવનગર-364 002.

**હેમન્ત દવે:** રામગિરિ, પિજ માર્ગ, નડિયાદ-387002. email: nasatya@gmail.com

**હરીશ મીનાશ્રુ :** ૯/એ, 'સુમિરન', સૌરમ્ય બંગલા, વિનુકાકા માર્ગ, બાકરોલ 388315 જિ: આણંદ.

**લિપિ ઓઝા:** બી-504, અર્જુન રેસિડન્સી, સીપી નગરની પાછળ, સૌંદર્ય એપાર્ટમેન્ટની સામે, ઘાટલોડિયા, અમદાવાદ-380061.

**નીલેશ રૂપાપરા:** સી-17, ઓમકારદર્શન, સેક્ટર-9, ચારકોપ, કાંદિવલી પશ્ચિમ, મુંબઈ - 400 067.

**અનિલ ચાવડા:** સી/303, અર્જુનવિલા, આનંદ પાર્ટી પ્લોટની બાજુમાં, રાણીપ, અમદાવાદ-382480.

**રાકેશ દેસાઈ:** પ્રોફેસર, અંગ્રેજી વિભાગ, વીર નર્મદ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સુરત-395007.

**પારુલ એચ. ખખ્ખર:** 'તીર્થ', ૧૫૩-ગુરુકૃપાનગર, ચિત્તલ રોડ, અમરેલી-૩૬૫૬૦૧.

**બિરેન પટેલ:** કવિ-શ્યામલિ, પો-મુ.સીંગાલી, તા-મહુધા, જિ-ખેડા પિન-૩૮૭૪૩૦. મો-૯૯૦૯૫૪૬૫૨૩

**દીપ્તિ કૌરેશ વછરાજાની 'શિવા':** જી-401, સત્વ ફ્લેટ, શહિદ ચંદ્રશેખર આઝાદ માર્ગ, ગૌત્રી, વડોદરા-390021.

**ધીરુબહેન પટેલ:** ગંગોત્રી બંગલો, સી/8, રાજહંસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-380006.

**આરાધના ભટ્ટ:** aradhanabhatt@yahoo.com.au

**તરલિકા ત્રિવેદી:** ૩૬, સનરાઈઝ પાર્ક, કલ્યાણ પાર્ટી પ્લોટની સામે, વાસણારોડ, વડોદરા.

**નીતિન ઢાઢોદરા:** શિક્ષણ વિદ્યાશાખા, ગૂજરાત વિદ્યાપીઠ, આશ્રમરોડ, અમદાવાદ - ૩૮૦૦૧૪

**માવજી મહેશ્વરી :** ૧૯૯/૬, મહાદેવનગર, અંજાર - કચ્છ (ગુજરાત) ૩૭૦૧૧૦

**મુનિ દવે:** samanvay@gmail.com

**નીલેશ રાણા:** ncrana@hotmail.com

**અમૃત કે બારોટ:** શાર્દૂલ, ફ્લેટ-6, બીજે માળે, અશોકનગર, ક્રોસ રોડ નં. 1, કાંદિવલી (પૂર્વ), મુંબઈ-400101. મો. 9920653526.

**અમૃત ગંગર:** ઇ-૫૦૪ પંચશીલ ગાર્ડન્સ, મહાવીર નગર, કાંદિવલી પશ્ચિમ, મુંબઇ ૪૦૦ ૦૬૭.

**પ્રવીણસિંહ ચાવડા:** 212, વૃંદાવન-2, ડી-માર્ટની સામે, સેટેલાઈટ રિંગ રોડ, અમદાવાદ-380 015.

**હેમંત સોલંકી:** જીએસઈએન્ડસી મુંબઈ પ્રાઈવેટ લિ, મેકેનિકલ સ્ટેટિક ડિપાર્ટ. બીજો માળ, ડી-વિંગ, જોલી બોર્ડ ટાવર આય-થિંક ટેક્નો. કેમ્પસ, કાંજુર માર્ગ (ઈસ્ટ), મુંબઈ-42

**મોના જોષી:** 591/2, સેક.30, ગાંધીનગર. મો. 7779015553.

**અમી ભાયાણી:** 19, ગોલ્ડ વિલા, આકૃતિ સોસાયટી, બાવડિયા કલાન, ભોપાલ, મધ્યપ્રદેશ-462026.

**હરિકૃષ્ણ પાઠક:** પ્લોટ નં. ૬૨/૨, સેક્ટર-૨/એ, ગાંધીનગર-૩૮૨૦૦૭.

**અનિલ જોશી:** joshi.r.anil@gmail.com

**ડૉ. દ્વિતીયા શુક્લ:** B-501, સત્વ એપાર્ટમેન્ટ, નારાયણનગર રોડ, પાલડી, અમદાવાદ-380007.

**શરીફા વીજળીવાળા:** બી/402, વૈકુંઠ પાર્ક એપાર્ટમેન્ટ, કોઝ વે રોડ, તાડવાડી, રાંદેલ, સુરત-395009.

# વોટ્સએપ

☐ સં. શરીફા વીજળીવાળા

એક દોસ્તાર SBIમાં પાસબુકમાં એન્ટ્રી પડાવવા ગયો હતો. ત્રણ કલાક પછી એનો ફોન આવ્યો. એક જ વાક્ય બોલ્યો : 'આ લોકો સાથે વિજય માલ્યાએ બરાબર જ કરેલું.'

☺ ☺ ☺

મગન આમ તો સારો સર્જન ગણાતો હતો તોયે એના સસરા ઓપરેશન પહેલાં બહુ ડરતા હતા. ખબર નહીં એમના મનમાં શું આવ્યું એ તો રામ જાણે પણ સસરાએ મગનનો હાથ પકડીને કહ્યું : 'જો બેટા ! મને ખબર છે કે તું મને કાંય નય થાવા દે... પણ એક વાત યાદ રાખજે... ભગવાન નો કરે ને મને કાંય થય ગ્યું તો તારાં સાસુ જીવશે ત્યાં સુધી તારે ત્યાં જ રહેશે... એટલે બટા...' ને ઓપરેશન સફળ રહ્યું.

☺ ☺ ☺

શિક્ષક : 'બોલો જોઈએ છોકરાવ, રાજા રામમોહનરાય પછીના સમાજસુધારક કોણ?'

ઓનલાઈન જવાબ આપવાનો હતો એટલે લાફો પડવાની બીક તો હતી નહીં. ટીનુએ ફટાક દઈને કીધું : સાહેબ કોરોના... એણે મૃત્યુભોજન, બેસણા, ઉઠમણાં, લગ્નસમારંભ બધુંય બંધ કરાવી દીધું એક વરસમાં!

☺ ☺ ☺

મુસાફર : 'સાહેબ, આ બસ ધારી જાશે?'

કંટક્ટર : 'હા, જો ડ્રાઈવર પંડ્યાસાહેબ હશે તો ધારી જાશે ને જો સુરુબાપુ હશે તો પછી અણધારી...'

☺ ☺ ☺

# પ્રસ્થેન સમાપયેત

મેં મારી પત્નીને કહ્યું કે તારે હસતા મોઢે તારી ભૂલનો સ્વીકાર કરવો જોઈએ. એ હસી અને મને ભેટીને કહ્યું, "લે, આજથી જ શરૂ કરું છું."

☺ ☺ ☺

મગન: "છગન, તને તરતાં આવડે છે?"
છગન: "ના, કેમ?"
મગન: "લે, તારા કરતાં તો કૂતરાં સારાં કારણ કે એ તરી શકે છે.
છગન: "તું તરી શકે છે?"
મગન: "હા."
છગન: "તો તારામાં ને કૂતરામાં શું ફરક?"

☺ ☺ ☺

વાળ કપાવ્યા બાદ વિદેશમાં મા: "કેટલો હેંડસમ લાગે છે!"
દેશી મા: "હવે કંઈક માણસ જેવો લાગે છે."

☺ ☺ ☺

પ્રિંસિપાલ: "તમારા દીકરાનો ફર્સ્ટ ક્લાસ આવ્યો છે."
પિતા: "રોંગ નંબર."
મમ્મી: "કેમ ફોન મૂકી દીધો?"
પિતા: "અરે ગધેડાને તાવ આવે એવી વાત કરે છે."

☺ ☺ ☺

"સ્ટ્રેસ એટલે શું પપ્પા?"
પપ્પાએ એને સ્માર્ટ ફોનમાં હાઈ સ્પીડ ઇંટરનેટ આપી માત્ર 1% બેટરી રાખી રૂમમાં પૂરી દીધો.

Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**

वेदोऽखिलो धर्ममूलम् । वेदो नित्यमधीयताम् । वेदः वयं वः शरणं प्रपन्नाः । वेदो ये नः परं धनम् ।

# અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ શ્રી ગોવિંદ દીક્ષિત પુણ્યસ્મૃતિ સ્મરણ સમિતિ (રજિ.)

***"Sri Govinda Deekshita Ghatika Sthanam"***

29-30, East Iyen Street (Entrance at Yagasalai St.), KUMBAKONAM.
Tamil Nadu - 612 001. India
Tel. No. Off : (0435) 2401789, 2425948 Patasala : 2401788, 2422866
E-mail : rajavedapatasala@dataone.in
Website : www.rajavedapatasala.org

## વેદો અને શાસ્ત્રોના, પ્રાચીન ગુરુકુળ પદ્ધતિ દ્વારા, રક્ષાણાર્થે જાહેર નિવેદન

શ્રી રાજા વેદ કાવ્ય પાઠશાળા, કુંભાકોણમની સ્થાપના ૧૫૪૨માં સુવિખ્યાત વહીવટકર્તા-સંચાલક સંત અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ ભગવાન શ્રી ગોવિંદ દીક્ષિદર દ્વારા પવિત્ર નદી કાવેરીના તટે વેદ અને શાસ્ત્રોના પ્રસાર માટે કરવામાં આવી છે. તેઓએ તંજાવુરના નાયક રાજાઓનું સતત ત્રણ પેઢી સુધી પ્રધાનપદ શોભાવ્યું છે. તામિલનાડુમાં જ આ એકમાત્ર પાઠશાળા છે જે પાછલાં ૪૭૧ વર્ષથી અવિતરપણે કાર્ય કરી રહી છે. જ્યાં ઋગ્વેદ, કૃષ્ણ અને શુકલ યજુર્વેદ અને સામવેદ પ્રાચીન પરંપરાનુસાર અભ્યાસક્રમ શીખવાય છે. વિદ્યાર્થીઓને ૮થી ૧૨ વર્ષની વયથી શીખવાય છે ૬થી ૧૦ વર્ષ પર્યંતના આ અભ્યાસકાળમાં વિદ્યાર્થીના આવાસ, ભોજન તેમ જ વસ્ત્રાદિ તેમ જ યાત્રાભાડુંની વ્યવસ્થા કરવામાં આવે છે. હાલમાં અહીં ૧૫૫ વિદ્યાર્થીઆને ૧૪ અધ્યાપકો કેળવણી શિક્ષા આપે છે.

વૈદિક અભ્યાસ બાદ તેઓને શાસ્ત્રો અને વેદોના ઉચ્ચ અભ્યાસ માટે પાઠશાળાના વિદ્વાન અધ્યાપકો દ્વારા પ્રોત્સાહન અપાય છે.

તા. ૨૧-૬-૨૦૦૪ના રોજ નવી પાઠશાળા શ્રી ગોવિંદ દીક્ષિદર ઘટિકા સ્થાનમ્ (૧૩,૫૦૦ ચો. ફૂટ)ના મકાનનું અર્પણ કાંચી કામકોટી મઠના શંકરાચાર્ય પ.પૂ. શ્રી જયેન્દ્ર સરસ્વતીના શુભહસ્તે થયું.

પાઠશાળાના વધતા જતા ખર્ચને પહોંચી વળવા નીચે પ્રમાણેનાં દાન સ્વીકારાય છે. તમારા પત્ર/ઈમેલમાં સરનામા સાથે ફોન નંબર, STD કોડ અને મોબાઈલ નંબર લખવા વિનંતી. દાનની રકમ આવકવેરાની ૮૦-G કલમાનુસાર કરમુક્ત છે.

| યોજના | દાનની રકમ | સ્થાયી થાપણ (જમા રકમ) |
|---|---|---|
| વિદ્યાર્થી ભોજન સાંદુ (સમારાધન) | રૂ ૭૦૦/- | રૂ. ૯,૦૦૦/- |
| વિશિષ્ટ ભોજન | રૂ. ૨,૫૦૦/- | રૂ. ૩૦,૦૦૦/- |
| ઘળ-ભાત : (૭૫ કિલો) | રૂ. ૧,૬૦૦/- | રૂ. ૨૦,૦૦૦/- |
| વેદ અને શાસ્ત્રના અભ્યાસ<br>શિક્ષણ/રક્ષણાર્થે (વિદ્યાર્થી દીઠ) | રૂ. ૧૨,૦૦૦/- પ્રતિ વર્ષ | ૧,૫૦,૦૦૦/- |

ક્રોસ ચેક, ડિમાંડ-ડ્રાફ્ટ, A.V.M.S.G.D.P.S. Samithi કુંભાકોણમ્ ખાતે કરી મોકલવા વિનંતી. (પત્રવ્યવહાર ઉપરના સરનામે પ્રમુખ કે ખજાનચી પ્રતિ કરવો.)

Total Pages 140
Date of Publication : 23rd of every previous month
R.N.I. 35887/80 Registered No. MCW / 110 / 2021-2023 Posted on Mumbai Patrika Channel Sorting Office Mumbai-400 001 on 27th & 28th of every previous month.

IF YOU EVER BELIEVED IN THE BEAUTY OF YOUR DREAMS

HERE'S A REALITY, MORE BEAUTIFUL THAN YOUR DREAMS
IN THE HEART OF MUMBAI - PAREL.

15 SLABS COMPLETED

Artist's Impression

PAREL
SPACIOUS 2 & 3 BHK HOMES

**HIGHLIGHTS**
Spacious Apartments | Prime Location
**Adjacent to J.B.C.N. International School**
Podium Garden | Seating Deck with Pergola | Party Lawn
Seating Alcoves | Kids' Play Area | Walking Path
Near Chembur-Jacob Circle Mono Rail Station

**LOCATION HIGHLIGHTS***

| Category | Place | Time |
|---|---|---|
| SCHOOLS | JBCN International School | 0.5 min |
| | Don Bosco High School | 10 mins |
| | Podar ORT International School IB | 10 mins |
| COLLEGES | Ruia College | 15 mins |
| | Welingkar College | 15 mins |
| | Podar College | 17 mins |
| HOSPITALS | Global Hospital | 05 mins |
| | KEM Hospital | 05 mins |
| | Tata Memorial Hospital | 12 mins |
| PLACES OF WORSHIP | Bhagwan Adeshwarji Jain Derasar | 05 mins |
| | Shree Suvidhinath Jain Derasar | 06 mins |
| | Swami Narayan Mandir | 15 mins |

*Source Google Maps. As per normal traffic conditions.

✆ 2174 5544 | www.dostirealty.com

Site Address: Dosti Belleza, adjacent to JBCN International School, G. D. Ambekar Marg, Parel, Mumbai - 400 012
Corporate Office: Dosti Realty Ltd., Lawrence & Mayo House, 1st Floor, 276, Dr. D. N. Road, Fort, Mumbai - 400 001.

The projects has been registered via MAHARERA registration number: P51900015989 and is available on website - https://maharerait.mahaonline.gov.in under registered projects.
The project is mortgaged to ICICI Bank Ltd. NOC from the mortgagee bank will be provided, if required.

Please note that sale/lease of all premises in this project shall be governed by agreement for sale/lease.

T & C Apply